શ્રી નવિન

# તવંગરની તોપ યાને ખાનદાન ખુની



મળવાનું ઠેકાણું—કેશવલાલ મગનલાલ દુધવાળા.

# તવંગરની તોપ

યાને

# ખાનદાન ખૂની

(અદ્ભુત રસમય કલ્પીત વાર્તા)

લેખ[redacted]

શાં[redacted]લાલ [redacted] [redacted]વેદી

[redacted]ાલુવાળા

છપાવી પ્રસિદ્ધ ક[redacted]

[redacted]ાવલાલ મગનલાલ [redacted]ધવાળા.

ઠે. કાલુપુર રોડ—અમદાવાદ.

મૂલ્ય રૂ. ૦—૮—૦

પ્રથમ આવૃત્તી

પ્રત ૩૦૦૦

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૧૫૫૫૫૪

આ બુક સને ૧૮૬૭ ના ૨૫ મા આકટ પ્રમાણે રજીસ્ટર કરાવી
સર્વે હક્ક પ્રકાશક કેશવલાલ મગનલાલ-દુધવાળાએ
પોતાના સ્વાધીન રાખ્યાં છે માટે કોઈએ છાપવું
અગર છપાવવું નહિ.

ધી રોયલ પ્રીન્ટીંગ પ્રેસમાં પટેલ રાયચંદ હીરાચંદે છાપી
ઠે. કાલુપુર કપાસીઆ બજાર-અમદાવાદ.

સંવત ૧૯૮૭
સને ૧૯૩૧

# પ્રસ્તાવના.

---

જગતમાં લક્ષ્મીનો મદ મનુષ્યને દિવાનો બનાવે છે. તવંગર મનુષ્યો લક્ષ્મીના ક્ષણિક ગર્વમાં મદાંધ બની પોતાના ધર્મ, કર્મ, અને કર્તવ્યને, ભુલી પૈસાના તોરમાં છતી આંખે અંધ બની ન કરવાનાં ભયંકર નીચ કૃત્યો કરે છે, પસાની તથા સત્તાની તુચ્છ લાલચ ખાતર મનુષ્ય ખુન જેવું ભયંકર કુકર્મ કરતાં પણ લેશ ડરતો નથી એ બધો પૈસાનોજ પ્રભાવ છે.

હૃદયનો શુધ્ધ દિવ્ય પ્રેમ અનેક સંકટો અને મુશીબતો પડવા છતાં પણ કિંચીત માત્ર ચલાયમાન થતો નથી. સાચો પ્રેમી પ્રેમની ખાતર પોતાના પ્રાણુની પણ પરવા કર્યા વગર અનેક જીવસટોસટના સોદા ખેલી પોતાના શુધ્ધ પ્રેમની પરીક્ષા આપી પ્રેમનું સાચું રહસ્ય સમજાવે છે.

આ કલ્પીત વાર્તામાં એક સાધારણ સ્થિતિનો ગરીબ યુવક એક લક્ષાધિપતી તવંગરની પૂત્રી સાથે પ્રેમમાં પડે છે. બન્નેનો પ્રમ દિવ્ય અને સાચા હૃદયનો હોય છે. પ્રમની ખાતર તેને અનેક પ્રકારના સંકટો સહન કરવાં પડે છે, ખુનનો ખોટો આરોપ તેના પર મૂકવામાં આવે છે, પરંતુ સાચો પ્રમી છેવટે નિર્દોષ સાબીત થાય છે. તે સિવાય એક તવગરની પડદા પાછળ ખેલાતી છુપી ભયંકર પ્રપંચબાજી, પૈસાદારની પોલ, ઢોંગી ધર્માચાર્યોના નીચ ધંધા, વિધવાઓની વિષય વાસનાથી વધી ગએલો વ્યભિચાર, અને તવંગરનાં તોફાન, તથા ખાનદાન જણાતા સફેદ ઠગારાઓના છુપા પ્રપંચો, વગેરે બાબતનો ચિતાર આ નાનકડા પુસ્તકમાં આપવામાં આવ્યો છે.

તો આશા છે કે વાંચકબંધુ હંસવૃત્તિ રાખી સારને ગ્રહણ કરી ભુલચુકની ક્ષમા આપશે એવી લેખક આશા રાખે છે એજ વિનંતી.

હાલ મુકામ ગોમતીપુર } લેખક
હોળી ચકલો અમદાવાદ. } શા. લ. ત્રિવેદી ખેરાલુવાળા

## પુસ્તકો વેચનાર બુકસેલરો તથા ચોપડીઓ વેચનાર ફેરીઆઓને ખુશ ખબર.

હાલમાં અમારા તરફથી સસ્તા અને સારા સુશોભીત પુંઠા-વાળા રંગીન શાહીથી ભપકાબંધ પુસ્તકો છપાઇ બહાર પડયા છે. ને બીજા નવા નવા છપાઇ બહાર પડે છે માટે એકવાર હ-મારી મુલાકાત લેવાથી ખાત્રી થશે ને આપનું નામ નોંધાવશો તો નવા છપાતા પુસ્તકો આપને જણાવ.ા રહીશું.

ગામેગામ એજન્ટો જાઇએ છે.

તમે બીજો વહેપાર કરતા હો તેની સાથે વીસ પચીસ રૂપી-આના હમારા છપાવેલા સારા સસ્તા સુશોભીત પુસ્તકો રાખશો તો ટુંકી મુડીમાં ઘણો સારો લાભ મેળવી શકશો. અમારૂં ઠેકાણું—

કેશવલાલ મગનલાલ દુધવાળા—કાલુપુરરોડ અમદાવાદ.

---

સર્વ પ્રકારના રસાલંકારોથી છલાછલ એક રસિક નવલકથા

# શ્રી નવિન રસિક મેના. (પુરી વારતા.)

આ નવલકથામાં કેટલાક માણસો વ્યાજના લોભથી તેમ માણસની પરીક્ષા કર્યા સિવાય ગુણકાના પ્યારમાં પડી ખુવાર થઇ જઇ શરીરની તેમજ પૈસાની ખુવારી કરે છે, છતાં ખબર પડતી નથી અને વ્યાજના લોભમાં ભરાઇ જઇ તેની કપટ જાળમાં ફસાઇ પડે છે અને આખરે મરણની અણીપર આવી જાય છે અને છોકરાઓને ભણાવવા તથા કેળવણી આપવાથી તથા પર-દેશ વેઠવાથી શા શા ફાયદા થાયછે. તથા સ્ત્રી પતિનો ધર્મ કેવો છે વગેરે વિષયોથી ભરપુર આ પુસ્તક છે, માટે તાકીદે મંગાવો કીંમત ફકત આઠ આના છે. માટે આઠ આનાની ટીકીટો મોકલી મંગાવો. ટપાલ ખર્ચ માફ.વી.પી. થી મંગાવનારને ટપાલ ખર્ચ જુદુ.

મળવાનું ઠેકાણું— કેશવલાલ મગનલાલ દુધવાળા.
કાલુપુર રોડ—અમદાવાદ.

# તવંગરની તોપ

યાને

# આનદાન ખૂની

## પ્રકરણ ૧ લું

### સ્મશાન વૈરાગ્ય.

પ્રેમાળ પ્રેમી પંખીણી, નાંખીને પ્રિતી જાળમાં;
પળ વાર એ પાસે રહી, ઉડી ગઇ પળ વારમાં.
રતન જતનથી જાળવ્યું, સંભાળી સાચા સ્નેહથી;
પણ ભાગ્ય વિણ છાજ્યું નહી, ચાલી ગયું નિજ હાથથી.

નવરાત્રીના રળીઆમણા દિવસો હતા. રાત્રિનો પ્રથમ પ્રહર ચાલતો હતો. રંગિયાળા રાજનગરમાં ઠેર ઠેર ગરબા ગવાઇ રહ્યા હતા. આખા શહેરમાં સર્વત્ર આનંદોત્સવ થઇ રહ્યો હતો. સ્થળે સ્થળે સુંદરીઓના સંગીતનો કર્ણપ્રિય મધુરો સ્વર સંભળાઇ રહ્યો હતો. અને આખું અમદાવાદ આનંદમાં ગુલતાન બનેલું જણાતું હતું.

આ સમયે શહેરના માધવપુરા નામના લત્તામાં આવેલા એક જુના અને જીર્ણ થઇ ગયેલ મકાનમાં એક ઝાંખો દીવો મંદ ગતિથી બળ્યા કરતો હતો. આખા ઓરડામાં સ્મશાનના જેવી શાંતિ પથરાઇ રહી હતી. ફક્ત ઓરડાના એક ખુણામાં બિછાવેલા બિછાના પર જીવન મરણની મધ્યામાં તરફડતી અને જીવન મૃત્યુની ભૂમિઓમાં

હીંચતી સોળ સત્તર વરસની સ્વરૂપવાન પત્નિ શારદા દર્દથી પીડાતી હતી. તે અત્યંત સૌંદર્યં હતી, પરંતુ તેનું સૌંદર્ય દર્દથી કરમાયું હતું તેની વિશાળ આંખો ઘેરાએલી હતી, તેના કપોળ પર પીડાનો કમકમાટ તરવરતો હતો. આખુ શરીર સુકાઇને હાડપિંજર બની ગયું હતું. મનોહર મુખ નિસ્તેજ અને ફીક્કું પડી ગયું હતું. ચોપાસ સ્મશાનના જેવી શાંતી પથરાઇ હતી. ફકત તેના ઓશીકા પાસે તેનો પતિ ચંદ્રકાન્ત લમણે હાથ દઇ નિશ્વાસ નાંખતો ચોધાર અશ્રુ વરસાવી રહ્યો હતો.

આજે ચંદ્રની સ્નેહાળ પત્નિ શારદા મૃત્યુને બિછાને તરફડતી રહી હતી, શારદા એ ચંદ્રનું સર્વસ્વ હતું. ચંદ્રના દુ:ખને વીસરાવનારી દેવી હતી. એક ગુણીયલ, ડાહી અને પવિત્ર પ્રેમાળ પત્નિ હતી. દુ:ખી ચદ્રનું અમૂલ્ય ચિંતામણી રત્ન હતી. દુ:ખમાં દિલાસો દેનાર દેવાંગના હતી. સતી શારદાએ ચંદ્રના સુખ દુ:ખનુ સાથી પ્રેમાળ પંખીકુ હતું. આજે એ પ્રેમાળ પંખીકુ વિખુટું પડવાની તૈયારીમાં હતું. ચંદ્રની નિરાશાનો પાર ન હતો. સ્નેહાળ પત્નિના કરમાએલા નિર્દોષ મુખચંદ્ર સામું તે એકી ટશે નીહાળી રહ્યો હતો. શારદા બેભાન સ્થિતીમાં બિછાના પર પડી રહી હતી. ડાકટરે તેને શુદ્ધિમાં લાવવા ઘણો પ્રયત્ન કર્યો હતો, પણ જ્યાં જીંદગીનો છેડો આવી રહ્યો ત્યાં તુટેલી દોરી સાંધવા કોણ સમર્થ છે? જીવન મરણના ભેદને જાણનાર કોણ છે? બરાબર,

જીવન મરણના ભેદને કહો જાણનારૂં કોણ છે,
દોરી તુટી આયુષ્યની તો સાંધનારૂં કોણ છે.

શારદાને બોલવાની શક્તિ નહોતી. ફકત તેનું હૃદય સહેજ સહેજ ધડકી રહ્યું હતું. આવી સ્થિતીમાં આખી રાત્રિ પસાર થઇ

ગઇ. અને સવારના છ વાગતાં તો સતી શારદાનું ધીમું ધીમું ધડકતું હૃદય બંધ પડી ગયું. તેનો આત્મા દેહ પિંજરમાંથી ઉડી પરલોકમાં પ્રયાણ કરી ગયો.

બસ થઇ ચૂકયું! બાજીગરનો ખેલ બંધ પડયો! જાદુગરનો મહેલ ઉડી ગયો? સૂર્ય અસ્ત થયો! પૃથ્વી પલટાઇ ગઇ, રાત પડી અંધકાર છવાયો, સતી શારદાનો જીવનદીપક બુઝાઇ ગયો. ચંદ્રકાન્ત કોમળાંગી શારદાના મુખચંદ્ર ભણી જોઇ રહ્યો, સ્તબ્ધ થઇ ગયો, દિગ્મૂઢ બન્યો, "શારદા મરી ગઇ" એ શબ્દ સાંભળતાંજ તેના માથાપર વજ્રઘાત થયો. હૃદયફાટ રૂદન કરવા લાગ્યો, બાવરો બની ગયો, અને ભાન ભૂલ્યો. દુશ્મનો રાજી થયા, મિત્રો અફસોસ કરવા લાગ્યા, સગાં વહાલાંના રૂદનનો હૃદયભેદક કરૂણ સ્વર સંભળાયો શારદાના મૃતદેહને સ્મશાન તરફ લઇ ચાલ્યા, પ્રિયાના શબની પાછળ રડતો કકળતો ચંદ્રકાન્ત લથડતે પગે સ્મશાન . સુધી ગયો., શારદાનો સુંદર કોમળ દેહ ચેહમાં પડયો. ચંદ્ર છાતીફાટ રૂદન કરવા લાગ્યો. આ કારમું કઠણ દુઃખ તેને અસહ્ય લાગી આવ્યું. સગાંસ્નેહી તેને સમજાવી પટાવી ઘેર લાવ્યાં પરંતુ ચંદ્ર પ્રિયાના મરણથી પાગલ બની ગયો. શારદા વગરનું જીવન તેને સ્મશાનવત લાગ્યું. તે ઝુરવા લાગ્યો સમસ્ત સંસાર તેને શૂન્ય ભાસવા લાગ્યો, ખરેખર પ્રેમ ઘેલા પ્રિયા પ્રેમીને તો,

પ્રિયા જો હોય પાસે તો બધું યે વિશ્વ પાસે છે,
પ્રિયા વીણ જગત સૌ આખું સદા શૂન્ય કાર ભાસે છે;
પ્રિયાના પ્રેમમાં જાદુ પ્રિયાના પ્રેમીઓ જાણે,
વિરહની વેદના વસમી વીતેલી હોય તે જાણે.

શારદા? સતી શારદા? વીસારે વીસરાય તેવી નહોતી. તેના જેવી સ્વરૂપવાન, સદગુણી, ડાહી, અને રંક સ્વભાવની હસમુખી, પ્રેમાળ પત્નિ, જગતમાં જડે તેમ નહોતી, ચંદ્રકાન્ત રાત દિવસ શારદાનુંજ ધ્યાન, અને શારદાનુંજ નામ જપતો દિવસે દિવસે ઝુરવા લાગ્યો, ખાવા પીવાનું છોડી દઇ આખો દિવસ અને રાત રડી રડી તે હાડપિંજર જેવો બની ગયો બસ? આખો દિવસ? શારદાનું નામ જપતો પ્રેમઘેલો ચંદ્ર પાગલ જેવો બની ગયો.

અહા? શારદા? શારદા? એજ રાગ? એજ ધૂન? અને એજ માળા? જપતો ચંદ્રકાન્ત પોતાની મૃતપ્રિયા પાછળ દિવાનો બની ગયો, શારદા વગર સમસ્ત સંસાર તેને સ્મશાન વત્ લાગ્યો, તેનું દીલ સંસાર પરથી તદ્દન ઉઠી ગયું, આખુ જગત તેને ઝેરમય લાગવા માંડ્યું, શારદા વગર જીવવું તે તેને અત્યંત દુઃખદાયક લાગ્યું, અને સંસાર છોડી સન્યાસી થઇ જવાના વિચારો તેના મગજમાં ઉત્પન્ન થવા લાગ્યા, પરંતુ સગાં સ્નેહી અને મિત્રોએ તેને જ્ઞાનના ઘણા ઘણા બોધ આપી સમજાવ્યો, કે ભાઈ ગએલી વાતનો વૃથા શોક ના કરશો, આ જગત મિથ્યા છે, મૃગજળ સમાન છે, નામ તેનો નાશ છે, જે જન્મ્યું તે જવાનુ છે, સગાં વહાલાં. મા બાપ, પતિ પત્નિ, વગેરે સૌ કોઇ સ્વાર્થનાજ સગાં છે, તે આપણો અને તેમનો રૂણાનુબંધ પૂરો થતાં સૌ સૌના રસ્તે ચાલ્યાં જાય છે, માટે ભાઇ કોઇ કોઇનું નથી આખું જગત સ્વપના જેવું છે, બાજીગરના ખેલ જેવું છે, માટે હવે વૃથા શોક કરવો મૂકી દો?

ઉપર પ્રમાણે સગાં સ્નેહીઓએ, અને મિત્રોએ ઉપદેશ આપી ચંદ્રકાન્તને ઘણોજ સમજાવ્યો અને તેનું મન વળાવવા ઘણા પ્રયત્નો કર્યા. પરંતુ ચંદ્ર સતી શારદાની મન મોહક મૂર્તિને તો નાજ ભુલી

શક્યો, અહા? શારદા? શારદા? એજ નામ? અને એજ માળા! સ્વપ્નામાં પણ શારદાનાં જ દર્શન ચંદ્રને થવા લાગ્યાં પરંતુ "દુઃખતા ઓસડ દહાડા" તે કહેવત પ્રમાણે દીવસો વીતતાં ચંદ્રકાન્તનો શોક પ્રથમના કરતાં કંઇક ઓછો થવા લાગ્યો. ખરેખર! આ સ્વાર્થમય સંસારમાં શોક સદાકાળ કોઇને રહ્યો નથી, અને રહેવાનો પણ નથી એ નિર્વિવાદ છે.

---

## પ્રકરણ ૨ જું.

—:૦:—

### સરલા અને ચંદ્ર.

અજબ સૌંદર્યના જાદુ અજબ છે રૂપ રમણીનુ,
મનોહર માનુની પળમાં ભૂલાવે ભાન યોગીનુ;
ભૂલાવ્યા શીવ શંકરને ભૂલાવ્યા વહે દાનવને,
નચાવ્યા નાચ મહેંને મહા મદ માતી માયાએ.

સંધ્યાનો રમણીય સમય હતો. રઢિયાળા રાજનગરના રાજમાર્ગ રીચીરોડ પર વીજળીના દીવા ઝગઝગાટ બળી રહ્યા હતા. સાંજ એટલે થાક્યાનો વિસામો, નોકર વર્ગને ઘેર આવવાની શુભ ઘડી, અને પ્રેમાળ પ્રિયતમાઓના દિન વિરહની ઝંખનાની સમાપ્તિ. સવારથી સાંજ સુધી પારકી તાબેદારી, નોકરી, મજુરી. અને ગુલામી દશા ભોગવી કંટાળેલા મનુષ્યો વિશ્રાંતી લેવા આ સમયે ઘર તરફ પ્રયાણ કરી રહ્યા હતા. રાજમાર્ગ રીચીરોડ પર અથાક મનુષ્યોનાં ટોળેટોળાં પસાર થઇ રહ્યાં હતાં. વહાલમની વાટ જોતી સ્નેહાળ સુંદરીઓ પોતાના મકાનની બારીએ, અટારીએ, કે અગાસીમાં આતુર વદને સ્વામીની

શાહ જોતી ઉભેલી જણાતી હતી કેટલાક લહેરીલાલાઓ પોતાના જોડીદાર મિત્રો સાથે ટાઢા પહોરની તોપો મારતા પરસ્પર ઠઠ્ઠા મશ્કરી અને હાસ્ય વિનોદ કરતા, તથા નાટકનાં બિભત્સ ગાયન લલકારતા, અને બીડીઓ ફૂંકતા રસ્તા પર ચાલ્યા જતા હતા. લક્ષ્મીના ક્ષણીક ગર્વથી ફુલાતા મદમેલા શ્રીમંતો ઘોડાગાડી તથા મોટરમાં બેસી સીગારેટનો મિષ્ટ સ્વાદ લેતા હવા ખાવા નીકળી પડયા હતા.

આ સમયે સરિતા સાબરના કિનારે આવેલા વિક્ટોરીયા ગાર્ડનમાં ચંદ્રકાન્ત અને તેની શિષ્યા સરલા બન્ને જણ ફરવા માટે આવ્યાં હતાં. સરલા એ અહીંની મહાલક્ષ્મી મીલના માલીક મણીલાલ શેઠની એકની એક લાડકવાયી પૂત્રી હતી. ચંદ્રકાન્ત મહાલક્ષ્મી મીલમાં સેક્રેટરી હતો. તેમજ સરલાનો શિક્ષક પણ હતો. દરરોજ સાંજે મીલમાંથી છૂટયા બાદ ચંદ્રકાન્ત શેઠને બંગલે સરલાને ભણાવવા સારૂ જતો. અને અંગ્રેજી તથા સંસ્કૃતનો અભ્યાસ સરલાને કરાવતો. સરલા ચંદ્રકાન્તને ઘણુજ પ્રેમથી ચહાતી હતી. અને ચંદ્ર પણ સરલાને હૃદયના શુદ્ધ પ્રેમથી ચહાતો હતો. ઘણા દિવસનો ગાઢ સહવાસ થવાથી ચંદ્ર અને સરલા એક બીજાને અત્યંત પ્રેમથી ચહાતાં હતાં. અને સરલાનો વિચાર તો ચંદ્રકાન્તની સાથેજ પોતાનુ લગ્ન કરવાનો હતો. પણ ચંદ્ર તે બાબત ચોકખી નાજ પાડતો અને કહેતો કે સરલા એવા ખોટા વિચારો છોડી દે? કયાં તું? અને કયાં હું? પણ સરલા પોતાની હઠ નાજ છોડતી.

આજે બગીચામાં આ બન્ને જણ ફરવા આવ્યાં હતાં. છેક બગીચાના ખૂણામાં આવેલી એક બેન્ચ પર તે બન્ને જણ એકબીજાની પાસે પાસે બેસી વાર્તાલાપ અને હાસ્ય વિનોદ કરી રહ્યાં હતાં. સરલાએ

પંદર સોળેક વરસની સ્વરૂપવાન યુવતી હતી. તેનું રૂપ રંભા, મેનકા, ઉર્વશી કે અપ્સરાના રૂપ કરતાં પણ ચઢી જાય તેવું દેવાંગના જેવું હતું. તેના ગૌર ઘાટીલા મનોહર મુખચંદ્રનો ચહેરો ચંદ્રના કિરણોની માફક ચમકતો હતો. તેનાં જાદુભર્યાં અણીયાળાં મૃગના જેવાં ચપળ ચક્ષુ. ગૌર ગુલાબી ગાલ, અમ્રતથી ભરેલા પરવાળાં જેવા નાજુક રક્ત અધર, અને કાળા ભમ્મર જેવા લાંબા કેશ વસંતવેલી વેણીની પેઠે તેના નાની નારંગી જેવા સ્તન ઉપર પથરાયા હતા. તેનું ઉગતું અદ્દભૂત યૌવન આંખને ઠારે તેવું આકર્ષક અને સુંદર હતું. તેની પાસે બેઠેલા ચંદ્રકાન્તની ઉમર પચીસેક વરસની હતી તેની કાંતિ ગૌર, અને મોહક હતી. મુખ તેજસ્વી અને કપાળ ભવ્ય હતું. તેના એક હાથમાં "ટાઇમ્સ ઓફ ઇન્ડીયા" અને બીજા હાથમાં રૂપાની ખોલીવાળી નાનકડી સોટી હતી.

થોડોક વખત આડી અવળી વાતો કર્યા બાદ સરલાએ ચંદ્રકાન્તના સામું જોઇ ઘણાજ મધુર સ્વરથી કહ્યું.

ચંદ્રકાન્ત? તમે મને નિરાશ ના કરો? હું ઇશ્વરને સાક્ષીભૂત રાખી મારી ભવિષ્યની આશાના સોગન ખાઇ સાચે સાચું કહું છું કે આપના વગર અન્ય પુરૂષ મારે મન ભાઇ બાપ સમાન છે.

સરલા? સરલા? આમ ના બોલ? જરા વિચાર કર? ક્યાં તું એક શ્રીમંત મીલ માલીકની પૂત્રી? અને કયાં હું? જરા વિચાર કર? છેક ગાંડી ન થા? આપણા બન્નેનું લગ્ન શી રીતે થઇ શકે? હું એક ગરીબ બ્રાહ્મણ? અને તું ગર્ભ શ્રીમંતની પૂત્રી? સરલા? તારી હઠ છોડી દે? અને મને ભૂલી જા?

શું તમને ભૂલું? કદાપી નહી કોઇ કાળે પણ નહી? જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તો હું તમને નહીજ ભૂલું? ભલે

તમે ગરીબ હો કે તેવા હો પણ મારા તો પ્રાણવલ્લભ, અને જીવન આધાર આપજ છો ? હું આપને હૃદયના શુદ્ધ સાચા પ્રેમથી ચ્હાઉં છું અને જીંદગી પર્યંત પણ આપનેજ ચાહીશ. ભલે પિતાજી ગમે તેમ કરશે, મારા કાકા મારા પર ગમે તેવો અનહદ જુલમ ગુજારશે, અને આખું જગત ફાવે તેમ કહેશે તો પણ હું આપના સિવાય અન્યને કદાપી કાળે નહીજ પરણું તે નહીજ પરણું ?

સરલા ? તારી આ હઠના લીધે આપણે બન્નેને ઘણું સહન કરવું પડશે માટે આ તારી ખોટી હઠ છોડી દે ?

વહાલા ? આ મારી હઠ નથી પણ સાચા અંતઃકરણનો શુધ્ધ પ્રેમ છે. અને તે પ્રેમ હું પ્રાણાંતે નહીજ છોડું. ભલે ગમે તેવાં દુઃખ પડે તો પણ સાચા હૃદયનાં શુધ્ધ પ્રેમીઓ કદાપી કાળે પોતાનો પ્રેમ નહીજ તજે !

તો શું સરલા તું મને શુધ્ધ હૃદયથી ચાહે છે ? ચંદ્રકાન્તે કહ્યું.

વ્હાલા ! હજુ આપને મારો વિશ્વાસ આવતો નથી હું પરમ-કૃપાળુ પરમાત્માના સોગન ખાઇને કહું છું કે હું આપને ખરા તન, મનથી ચાહું છું અને જીંદગીભર પણ આપનેજ ચાહીશ.

ધન્ય છે ? સરલા ! તારા આવા સાચા હૃદયના શુદ્ધ પ્રેમને ? હું પણ આજથી પ્રતિજ્ઞા કરૂં છું કે તારા વગર અન્ય સ્ત્રી મારે માતા અને ભગીની સમાન છે તારી ખાતર હું અનેક સંકટો અને મુશીબતો સહન કરીશ અને તારી સાથેજ પરણીશ એમ કહી ચંદ્રકાન્તે શારદાના હોઠ પર એક ચુંબન કર્યું અને બન્ને પ્રેમીઓ પરસ્પર વચનથી બંધાયાં. વાતોમાં વખત જણાયો નહી ભદ્રના ટાવરમાં નવના ટકોરા થયા. બન્ને પ્રેમીઓ ઉઠયાં અને બગીચાની બહાર આવ્યાં

અને પોતાની વિકટોરીયામાં બેસી ઘર તરફ રવાના થયાં. કોચમેને ઘોડાને ચાબુક ચમકાવ્યો અને ગાડી પૂરપાટ રીચીરોડ તરફ દોડવા લાગી.

પ્રિય. વાંચક જે ચંદ્રકાન્ત શારદાના મરણથી દિવાનો બની ભાન ભૂલી પાગલ બન્યો હતો તેજ ચંદ્રકાન્ત આજે સ્વરૂપવાન સરલાના સૌંદર્યમાં દિવાનો બની મૃતપ્રિયાને ભુલી ગયો. અને સરલાના પ્રેમમાં પાગલ બન્યો. ચંદ્રકાન્ત અને સરલાનો પ્રેમ દિવસે દિવસે ગાઢ થતો ગયો. આ વાતની ખબર સરલાના કાકા રસિકલાલને પડતાં તેમણે સરલાને ઠપકો આપ્યો. પરંતુ સરલાએ ચોકખું જણાવી દીધું કે હું પ્રાણાંન્તે પણ ચંદ્રકાન્તને નહીજ ભુલી શકું અને તેમની સાથેજ પરણીશ આવા શબ્દો સાંભળતાંજ રસિકલાલ અત્યંત ગુસ્સે થઇ ગયો અને ગમે તે પ્રકારે ચંદ્રકાન્ત અને સરલાને વિખુટાં પાડવા પ્રયત્ન કરવા લાગ્યો.

---

## પ્રકરણ ૩ જું.

---

### પ્રેમી કે ખૂની

કમળમાં કેદ પૂરાતો મધુકર પ્રેમના માટે,
ચકોરી ચંદ્રની પાછળ મરે છે પ્રેમના માટે;
પતંગો દીપકમાં બળતાં દીપકના પ્રેમના માટે,
દિવાનાં પ્રેમઘેલાંઓ મરે છે પ્રેમના માટે.

પતિત પાવની સરિતા સાબરના કિનારે ગરવા ગુજરાતનું પુરાણું પાટનગર અલબેલું અમદાવાદ સમસ્ત ગુજરાતની શોભામાં અલૌકિક

વધારો કરી રહ્યું હતું. વેપાર, રોજગાર, કળાકૌશલ્ય, અને સુખ સમૃદ્ધિમાં મહાલતું રઢીયાળું રાજનગર ઘણુંજ રમણીય, અને સુંદર શહેર હતું. શહેરની આજુબાજુ શ્રીમંતોના ભવ્ય બંગલાઓ બાગ બગીચા, અને મીલોના ઉંચાં ગગન ચુંબિત ભુંગળાંઓ શહેરની શોભામાં અનુપમ વધારો કરી રહ્યાં હતાં. રાજનગર એટલે પૂણ્યાત્મા સ્વદેશ ભક્ત ગાંધીજીનું નિવાસસ્થાન, ગુજરાતનું લંડન, અને અનેક સારા નરસા અથાક મનુષ્યોની વસ્તીવાળુ ગંજાવર શહેર હતું.

અત્યારે ગાંધીયુગ ચાલી રહ્યો હતો. આખું અમદાવાદ ખળભળી રહ્યું હતું. ઘેરે ઘેર રાષ્ટગીતો ગવાઇ રહયાં હતાં, સ્વરાજની ચળવળ જોસબંધ ચાલી રહી હતી. દરેક અમદાવાદીને ત્યાં તકલી, અને ચરખા ચાલી રહ્યા હતા. વિદેશી માલનો દિવસે દિવસે બહિષ્કાર થતો હતો. અમદાવાદના એકે એક યુવાન અને યુવતીના હૃદયમાં નવચેતન રેડાયું હતું કદાપી કાળે સ્વપ્ને પણ નહી જોએલું, અને નહી સાંભળેલું સ્વતંત્રતાનું ધર્મયુધ્ધ ચાલી રહ્યું હતું. વેપાર, રોજગાર, તદ્દન મંદા પડી ગયા હતા, અને અમદાવાદની મીલોનો મામલો દિવસે દિવસે ગંભીર થતો જતો હતો પારકે પૈસે તાગડધિન્ના કરનાર મીલ માલીકોના જીવ મુઠીમાં હતા, કારણ કે તેમને તેમની તીજોરીની રાત દિવસ ચિંતા થયા કરતી, ગરીબ મજુરોને પોતપોતાની નોકરી, મજુરીની ચિંતા થયા કરતી, અને વેપારીઓને વેપાર રોજગારની ચિંતા ચાલુ હતી. આ પ્રમાણે આખું અમદાવાદ ચિંતાના વાદળમાં ઘેરાઇ ગયું હતું.

કૃષ્ણપક્ષની કાળી ભમ્મર જેવી રાત્રિ સમસમ અવાજ કરતી પસાર થઇ રહી હતી. આખા જગતપર ગાઢ અંધકાર છવાયો હતો. સર્વત્ર શાન્તિનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું રઢિયાળા રાજનગરના

રાજમાર્ગ રીચીરોડપર વીજળીના દીવા ઝગઝગાટ બળી રહ્યા હતા. જે રીચીરોડ પર દિવસે અથાક મનુષ્યોનો અવરજવર હતો તેજ રીચીરોડ અત્યારે જનશૂન્ય દેખાતો હતો. કવચિત કવચિત કોઇ મોટરના ભુંગળાનો અવાજ કે ગાડીનો ખળખળાટ શાન્તિમાં ભંગ પાડતો હતો.

મધ્યરાત્રિનો સમય હતો. ભદ્રની પોલીસ ચોકીપર પોલીસ ઇન્સપેકટર મી નંદલાલ એક આરામચેરમાં પડયો પડયો સીગારેટનો મિષ્ટ સ્વાદ લઇ રહયો હતો. ચાર પાંચ પોલીસો હાથમાં બંદુકો પકડી પહેરો ભરી રહ્યા હતા. મધ્યરાત્રિની સૂચના આપનાર ભદ્રના ટાવરમાં બારના ટકોરા થયા અને તે સાથેજ પોલીસ ચોકીની ટેલીફોનની ઘંટડીનો ટનનનન.........અવાજ થયો. પોલીસ ઇન્સપેકટર નંદલાલે ટેલીફોનનું ભુંગળું કાને લગાડી પૂછયું એલાવ? આપનો નંબર? અને આપનું નામ?

ત્રણસો એંશી? હું રસિકલાલ રમણલાલ મહાલક્ષ્મી મીલનો એજન્ટ?

કોણ? રસિકલાલ શેઠ? બોલો શું કામ છે? હું આપનો મિત્ર નંદલાલ?

હં? મી. નંદલાલ? આપ જલદી પોલીસ સાથે મારા રહેવાના રીચીરોડ પરના બંગલે આવો? મારા મોટાભાઈ મણીલાલનું ખૂન થયું છે. અને ખૂની પણ અહીંજ છુપાયો છે? માટે જલદી આવો? ઢીલ ના કરો?

શું આપના ભાઇનું ખૂન થયું છે? અને ખૂની પણ ત્યાંજ છે?

હા? હા? સાહેબ જલદી આવો વાતોમાં વખત ન કાઢો? નહી તો ખૂની પસાર થઇ જશે.

એ ફીકર રહો? હું જલદી આવું છું? એમ કહી તરતજ ઇન્સ-પેક્ટરે ટેલીફોનનું ભુંગળું મૂકી દઇ તરતજ પોતાના તાબાના પોલીસોને આ વાતથી વાકેફ કરી તુરતાતુરત ઝપાટાબંધ આઠ દસ પોલીસોને સાથે લઇ મોટરમાં બેસી મોટરને પૂરપાટ રીચીરોડ તરફ દોડાવી મૂકી.

જોતજોતામાં અલ્પ સમયમાં તો ઇન્સપેકટર નંદલાલ પોલીસથી ભરેલી મોટર સાથે રસિકલાલ શેઠના બંગલે આવી પહોંચ્યો બંગલાના દરવાજા આગળ રસિકલાલ શેઠ પોતાના નોકર નાથુસિંગ સાથે ઇન્સ-પેક્ટરની રાહ જોતા ઉભા હતા. તેમને તરતજ ઇન્સપેકટરને સઘળી વાતથી વાકેફગાર કરી કહ્યું સાહેબ ખૂની ત્રીજે માળ મારી ભત્રીજી સરલાના દિવાનખાનામાં ભરાયો છે. આ ખુનમાં સરલા પણ સામેલ હોય તેમ લાગે છે કારણ કે સરલા ખુનીને ચાહે છે. અને તે બન્ને જણ એક બીજાના પ્રેમમાં પડેલાં હોવાથી તેમનેજ આ ખુન કર્યું છે.

શું સરલા ખુનીને ચાહે છે? ઇન્સપેકટરે વિસ્મય થઇ રસિકલાલ શેઠને પૂછ્યું.

હા સાહેબ સરલા ખુનીને ચાહે છે ખુની કોઇ સાધારણ માણસ નથી, પરંતુ અમારી મીલનો સેક્રેટરી ચંદ્રકાન્ત છે. એજ ખાનદાન ખુની છે

ઠીક હવે તમે બીલકુલ છાનામાના ચૂપ રહો? હું તેને હમણાંજ ગીરફતાર કરૂં છું એમ કહી ઇન્સપેકટરે બે ચાર પોલીસોને નીચે બંગલાના દરવાજા નજીક ઉભા રાખ્યા. અને તેમને સૂચના આપી દીધી કે કદાચ ખુની અહીંથી નાસી છુટવાનો પ્રયત્ન કરે તો તમે તેને એકદમ પકડી લેજો બરાબર સાવચેત રહેજો.

ખબરદાર જો ખુની છટકી જશે તો તે બાબત તમને યોગ્ય શિક્ષા કરવામાં આવશે માટે હોંશિયાર રહેજો?

અચ્છા સાબ હમ જરૂર ઉસ્કુ પકડેંગે? આપ એ ફિકર રહો? પોલીસોએ કહ્યું. અને તરતજ ઇન્સપેક્ટર બીજા બાકીના ચાર પાંચ પોલીસોને સાથે લઇ રસિકલાલની જોડે ધીમે ધીમે પગલે ત્રીજા માળે જવા લાગ્યો બરાબર જે ઓરડામાં ખુની છુપાયો હતો તે ઓરડાના બારણાં નજીક આવી બધા ઉભા રહ્યા. પોલીસ ઇન્સપેક્ટરે બારણાંની તડમાંથી અંદર દ્રષ્ટિ કરી તો વીઝળીના ઝગઝગાટ બળતા દીવાના પ્રકાશમાં એક પચીસ વરસનો તરૂણ યુવક તથા પંદર સોળેક વરસની સ્વરૂપવાન યુવતી બન્ને જણાં એક કૉચ પર પાસે પાસે બેઠેલાં તેણે દીઠાં યુવકે કોટ, પાટલુન, પહેર્યાં હતાં. માથાના વાંકડીયા બાલ અવ્યવસ્થીત છુટા લટકી રહ્યા હતા. અને તેના હાથમાં એક નાનકડો તમંચો હતો. બરાબર બારીકાઇથી જોતાં તેના મોઢા પર તાજાં લોહીનાં બે ચાર ટીંપાં ઇન્સપેક્ટરે દીઠાં અને તે સાથેજ તેને ખુનીની પૂરેપૂરી ખાત્રી થઇ ચુકી કે નક્કી આ યુવાને ખુન કર્યું હોવું જોઇએ હવે તેને કેવી રીતે પકડવો તેનો વિચાર ઇન્સપેક્ટર કરવા લાગ્યો. થોડોક વખત વિચાર કર્યા બાદ તેણે ઘણાજ ધીમા સ્વરથી રસિકલાલ શેઠને પોતાની પાસે બોલાવી તેમના કાનમાં કહ્યું કે તમે તમારી ભત્રીજીને બોલાવી બારણું ખોલાવો?

પણ સાહેબ તે બારણું નહી ખોલે તો? ધીમે અવાજે શેઠે કહ્યું પછી જોઇ લેવાશે? તમે તમારે હું કહું તેમ કરો ઇન્સપેક્ટરે કહ્યું ઠીક ત્યારે એમ કહી રસિકલાલે બારણાં નજીક જઇ કહ્યું સરલા જરા બારણું ખોલ? મારે તારી સાથે કંઇક થોડીક વાત કરવી છે.

કોણ? કાકા? અત્યારે અર્ધી રાતે શું વાત કરવાની છે તરતજ અંદરથી એકાએક ચમકીને સરલાએ કહ્યું.

તું બારણું ઉઘાડ પછી બીજી વાત?

અત્યારે હું બારણું નહી ઉઘાડું કેમકે મને ઉંઘ આવે છે તમારે જે કંઇ વાતચીત કરવી હોય તે સવારમાં કરજો.

અરે? પણ અત્યારે ખાસ જરૂરી કામ છે? રસિકલાલે ચીડાઇને કહ્યું ગમે તેવું જરૂરી હોય પણ અત્યારે તો હું ઉઠવાની નથી તે નથીજ એમકે? ઠીક છે હું જોઉં છું? કે તારી ચાલાકી હવે કયાં સુધી ચાલે છે જોયું સાહેબ હું નહોતો કહેતો કે છોકરી બહુ ઉદ્ધત અને હઠીલી છે માટે બારણું નહી ઉઘાડે?

નહી ઉઘાડે તો આપણને તોડી નાંખતાં શી વાર લાગવાની છે?

ચાલો શું જુઓ છો? બારણાં તોડી નાંખો? ઇન્સપેકટરે પોલીસોને હુકમ આપ્યો અને તે સાથેજ બારણાપર ઉપરા ઉપરી ફડાફડ પ્રહાર થવા લાગ્યા.

---

## પ્રકરણ ૪ થું.

---

### ચંદ્રની ચાલાકી

પ્રેમકાજે પ્રાણની પરવા કરે ના પ્રેમીઓ,
દુઃખો તણા પહાડો પડે તોયે ડરેના પ્રેમીઓ;
સ્નેહી કાજે જીવન અર્પે સાચા હ્રદયના પ્રેમીઓ
મૃત્યુથી પણ ના ડરે એ સ્નેહીઓના પ્રેમીઓ.

પોલીસ ઇન્સપેકટર નંદલાલનો હુકમ થતાંજ સરલાના શયન ખંડનાં બારણાં પર પોલીસે ઉપરા ઉપરી પ્રહાર કરવા માંડયા, અને બારણાં ખળભળવા લાગ્યાં, દિવાનખાનામાં નિર્ભયતાથી બેઠેલાં બન્ને પ્રેમીઓ એકાએક અણધાર્યા હુમલાથી ચમકયાં અને ગભરાઇ ગયાં,

સરલાના ગભરાટનો તો કંઇ પારજ ન રહ્યો. તે એકાએક અણધારી આફતથી ગભરાઇ જઇ બે બાકળી બની પોતાના પ્રિયતમ ચંદ્રકાન્તને વળગી પડી કહેવા લાગી,

ચંદ્ર? ચંદ્ર? મારા વહાલા ચંદ્ર? હાય? હવે શું થશે? બહાર પોલીસ તમને પકડવા ઉભી છે, અને તે હમણાં પળવારમાં તમને પકડી જશે હાય? કેવી દશા? કેવી અણધારી આફત?

ન ગભરા? સરલા ન ગભરા? જરા શાન્ત થા? પોલીસની મગદુર નથી કે આ ચંદ્રકાન્તનો વાળ પણ વાંકો કરી શકે? ભલભલી પોલીસને તો હું મારા ખીસ્સામાં રાખીને ફરૂં છું. તું મારી જરાપણ ફીકર ના કર,

પણ વહાલા? હવે શો ઉપાય? શું કરશો? ક્યાં જશો? શી રીતે જશો? આંખમાંથી આંસુ વરસાવતી સરલા ચંદ્રને કહેવા લાગી સરલા? મારી વહાલી સરલા? અત્યારે ગભરાવાનું કારણ નથી. તું જરા હિંમત રાખ, મારી લેશ પણ ચિંતા ના કર, હું હમણાંજ અહીંથી પસાર થઇ જાઉં છું, પણ તું ગભરાઇશ નહી, ડરીશ નહી, અને સાવચેતાથી ચાલજે, કારણકે હાલ આપણા માથા પર ચારે બાજુ આફતનાં વાદળ ઝઝુમી રહ્યાં છે. ડગલે ડગલે આપણા દુશ્મનો ઉભા છે માટે સાવધ રહેજે જો પ્રભુ ઇચ્છા હશે, અને આપણો એક બીજાનો સાચા હૃદયનો શુદ્ધ પ્રેમ હશે તો જીવતાં હશું, તો ફરી મળીશું. નહિ તો આ આપણી છેલ્લી મુલાકાત? અને છેલ્લું મિલન? એમ કહી ચંદ્રે સરલાને પોતાની છાતી સરસી દબાવી ગાઢ આલીંગન આપી તેના અધરોષ્ટ પર, ગાલ પર, અને હાથપર, ઉપરા ઉપરી ચુંબનો કરી ચુંબનોનો વરસાદ વરસાવ્યો, બન્નેની આંખમાંથી અશ્રુ પ્રવાહ ચાલ્યો ક્ષણવાર ભેટયાં, મળ્યાં અને વિખુટાં પડયાં.

અહા? કેવો ક્ષણિક સંયોગ! કેવી અણધારી આફત? ક્યાં સરલા? અને કયાં ચંદ્ર? કેવું મિલન? અને કેવો વિયોગ? કેવાં આંસુ? અને કેવી આફત? ખરેખર? આ જગતમાં પ્રેમનો પ્રભાવ કંઇક અજબ છે સાચા હૃદયના શુદ્ધ પ્રેમીઓના પ્રેમમાં ડગલે ડગલે દુઃખનાજ ડુંગરો ઉભા હોય છે. પણ તે દુઃખ સહન કરી પાર ઉતરનાર પ્રેમીઓજ ખરાં પ્રેમી મનાય છે.

બારણું તુટવાની તૈયારીમાં હતું. ચંદ્ર સાવધ બન્યો, સરલાથી છુટો પડયો, અને એક ખુલ્લી બારી તરફ ધસ્યો, બારીમાં ડોકું કાઢી નીચે નજર કરી તો દરવાજા આગળ ચાર પાંચ પોલીસો હાથમાં ભરેલી બંદુકો પકડી ઉભેલા તેણે દીઠા, ચંદ્ર ઘડીભર વિચારમાં પડી ગયો કે શું કરવું? નીચે પણ પોલીસ ઉભી છે, અને ઉપર પણ પોલીસ પકડવા આવી છે, જો અહીં આમજ ઉભો રહીશ તો હમણાં પળવારમાં પોલીસ બારણાં તોડી નાંખી મને પકડી પાડશે, અને નીચે ઉતરૂં છું તો નીચે પણ પોલીસ તૈયાર થઇનેજ ઉભી છે. હવે શો ઉપાય? ઠીક ફીકર નહી વિચાર કરે કંઈ વળવાનું નથી એ તો "હિમ્મતે મર્દા તો મદદે ખુદા" એમ કહી ચંદ્ર બારી પર ચઢી એક હાથે બારીનો ઠેકડો પકડી આસ્તે આસ્તે દિવાલપર પગ ભરાવી નીચે ઉતરવા લાગ્યો, અને થોડીક વારમાં તો બીજા માળની બારીએ આવી પહોંચ્યો. પણ નીચે ઉભેલા પોલીસોએ તેને દીવાલપરથી નીચે ઉતરતો જોઇ તે બધા એકી સાથે તેના ભણી દોડી આવ્યા, અને દિવાલ નીચે ઉભા રહી મોંઢા ફાડી ઉંચુ જોઇ રહયા.

તેજ વખતે ત્રીજા માળનુ બારણુ તોડી પોલીસે સરલાના શયનખંડમાં એકદમ પ્રવેશ કર્યો. ઇન્સપેકટર નંદલાલ હાથમાં ભરેલો તમંચો પકડી ખુનીને ચારે બાજુ શોધવા લાગ્યો, પણ તે તેને ન જડયો,

એટલામાં તો નીચે ઉભલા પોલીસોનો કોલાહલ સાંભળતાંજ ઇન્સપેક્ટર નંદલાલ જે બારીથી ચંદ્ર નીચે ઉતર્યો હતો, તે બારી આગળ જઇ નીચે જોવા લાગ્યો, તો તો ચંદ્રકાન્ત વચ્ચોવચ્ચ દિવાલપર બે પગ ભેરવી બીજા માળની બારીનો કઠેડો પકડી ઉભેલો તેણે દીઠો તરતજ તેને ત્યાંથી પોલીસોને તેણે હુકમ કર્યો કે ખબરદાર? જો જો? ખુની પસાર ન થઇ જાય? પકડો શું જુઓ છો? જાઓ ઉતરીને બીજે માળ જઇ ખુનીને પકડો? ત્રીજે માળે ફાંફાં મારતાં પોલીસોને ઇન્સપેકટરે કહ્યું. અને તે સઘળાં ધડબડ ધડબડ કરતા નીચે જવા લાગ્યા.

બસ થઇ ચુકયું? ઉપર પોલીસ? નીચે પોલીસ? ચારે બાજુ પોલીસથી ચંદ્રકાન્ત ઘેરાઇ ગયો. જરા ગભરાયો, પણ હિમ્મત ન હારતાં સઘળી હિમ્મત એકઠી કરી ત્યાંથી કુદીને નાસી છુટવા ચોપાસ નજર કરી તો તે જે દિવાલપર લટકી રહયો હતો તેના સરખે અંતરે થોડેક છેટે બંગલાના કમ્પાઉન્ડની દિવાલ આવેલી હતી. તે દિવાલપર પડવાનું કામ ઘણુજ કઠણ હતું, જીવ સટોસટનું હતું. પણ બીજો એક પણ નાસવાનો માર્ગ ન હોવાથી ચંદ્રકાન્તે સઘળી હિમ્મત એકઠી કરી. સાવધ બની. બરાબર ધ્યાન રાખી, તે એકદમ દિવાલ પરથી છલંગ મારી કૂદયો, અને સીધો દીવાલ પર પડી દિવાલને બાઝી પડયો નીચે ઉભેલા પોલીસો તેને પકડવા કમ્પાઉન્ડની દિવાલ ભણી દોડયા પરંતુ તેમના આવતા પહેલાં તો ચંદ્ર દિવાલ પર ચઢીને ઉભો રહ્યો. પણ એટલામાં તો દિવાલની બન્ને બાજુએ પોલીસો આવીને ઉભા રહ્યા. ચંદ્રકાન્તે દિવાલ પરથી નીચે રીચીરોડની સડક પર ભૂસકો મારવા વિચાર કર્યો પણ દિવાલ ઘણીજ ઉંચી હોવાથી નીચે પડતાં જીવનું જોખમ થાય તેવું હોવાથી તથા નીચે સડક પર પોલીસ ઉભી હોવાથી પડતુ મૂકતાંની સાથે પકડાઇ જવાય તેમ હોવાથી, તે દિવાલની પાસે

આવેલા તારના એક થાંભલાને બાઝી પડયો. પણ ચાલાક પોલીસ તરતજ થાંભલા નીચે આજુબાજુ વીંટાઇ વળી ચંદ્રકાન્ત થાંભલાની ટોચપર જેમ વાંદરૂ ઝાડની ટોચપર બેસે તેમ થાંભલાપર પગ ભરાવી બેઠો. થાંભલાની નીચે ઇન્સપેકટર નંદલાલ તથા બીજા પોલીસો તેને પકડવા માટે તેના સામી નજર રાખી ઉચાં મોં રાખી ઉભા રહ્યા. પણ તરતજ ઇન્સપેકટરે થાંભલા નીચે ઉભા રહી હાથમાં તમંચો પકડી ચંદ્રકાન્તના સામે તાકી તેને કહ્યું

ખબરદાર ? જો હવે નાસી છુટવા કંઇ પણ પ્રયત્ન કરીશ તો નાહક માર્યો જઇશ, માટે સીધી રીતે જલદી નીચે ઉતર નહી તો આ તમંચો મારી તને નીચે પાડીશ માટે એકદમ નીચે ઉતરી જા ? નંદલાલે સત્તા સુચક અવાજે કહ્યું. અને ચંદ્રકાન્ત ગભરાયો, હવે આવી બન્યું, જો નીચે પડીશ તો પણ પકડાઇશ, અને અહીથી નહી ઉતરૂં તો આ ઇન્સપેકટરની ગોળી મને નીચો પાડશે, કેવી આફત ? કેવું સંકટ ? હવે બચી શકાય તેમ નથી. ત્યારે શું કરવું ? એમ વિચાર કરતો ચંદ્રકાન્ત ગભરાઇ ગયો.

પણ એટલામાં નાટકનો ખેલ બંધ થયો હોવાથી નાટક જોવા ગએલા શોખીનો નાટક જોઇ પોતપોતાના ઘર ભણી જતા હતા. મરકતી માર્કીટના શોખીન શેઠ સુંદરલાલ પણ નાટક જોઇ પોતાની મોટરમાં બેસી તેજ વખતે રીચીરોડની સડક પરથી પસાર થતા હતા. દૂરથી મોટર ફૂલપાટ આવતી જોઇ ચંદ્રને જરાક હીમ્મત આવી. તે સાવધ બન્યો, અને જેવી મોટર થાંભલા નજીક આવી કે તરતજ તે થાંભલા પરથી છલંગ મારી નીચે સડક પર જતી સુંદરલાલ શેઠની ચાલુ મોટરમાં પડ્યો. એકદમ આવો અણધાર્યો અકસ્માત જોતાંજ સુંદરલાલ શેઠ અને મોટર ડ્રાઇવર બન્ને જણ ગભરાઇ ગયા. ડ્રાઇવરે

મોટર ઉભી રાખવા પ્રયત્ન કર્યો. પણ તે પહેલાં તો ચાલાક ચંદ્રે ડ્રાઇવરની બોચી પકડી તેને ઉંચો કરી બહાર સડક પર ફેંકી દીધો. આ બનાવ જોતાંજ સુંદરલાલ શેઠનું પોતીયું ઢીલું થઇ ગયું અને તે પણ મોટરમાંથી પડતું નાખી બહાર સડક પર પડયા. ચંદ્રકાન્તે ડ્રાઇવરની જગાપર બેસી મોટરને પુરપાટ પાંચકુવા ભણી દોડાવી મૂકી.

થાંભલા નીચે ચંદ્રકાન્તને પકડવા ઉભેલા પોલીસો ડાચાં ફાડી દિગમૂઢ બની જોઇ રહ્યા. જોતજોતામાં ખુની અપૂર્વ સાહસ ખેડી પળવારમાં પલાયન થઇ ગયો. તે જોતાંજ ઇન્સપેકટરના ગુસ્સાનો પાર રહ્યો નહી અને તેણે પોલીસોને સત્તા સૂચક કહેવા માંડયું.

ચાલો જલદી કરો ? ખુની આપણી આંખમાં ધુળ નાખી નાસી જાય છે માટે તેની પૂંઠે પકડો ? તમે આટલા બધા ઉભા રહયા છો છતાં પણ તેને પકડવાની તમારી કોઇની તાકાદ નથી શરમ છે તમને? ચાલો આપણી મોટર તેની મોટર પાછળ મારી મૂકો.

તરતજ ઇન્સપેકટર નંદલાલ પોલીસો સાથે પોતાની મોટરમાં બેસી ખુનીની મોટર પાછળ પોતાની મોટર પુરપાટ પાંચકુવા ભણી દોડાવી મુકી. જોતજોતામાં તો તે મોટર ચંદ્રકાન્તની મોટર નજીક આવી પહોંચી. ચંદ્રે પાછળ નજર કરી તો પોલીસોથી ભરેલી મોટર પોતાની મોટર પાછળ આવતી દેખી તેણે પોતાની મોટરનો વેગ એકદમ વધારી દીધો. આગળ ચંદ્રની મોટર અને પાછળ પોલીસની મોટર પુરપાટ સડકપર દોડવા લાગી.

# પ્રકરણ ૫ મું.

—:o:—

## ચંદ્રનું અપૂર્વ સાહસ

ચંદ્રકાન્તે પોલીસોને ભુલ થાપ આપવા પોતાની મોટર સીધી સ્ટેશન તરફ દોડાવી. અને ત્યાંથી દરીયાપુર થઇ દિલ્હી ચકલે આવી ખાનકાર નાકેથી સીધી આસ્ટોડીયા રોડ ભણી મારી મૂકી. પોલીસોની મોટર પણ તેની મોટર પાછળ લાગુજ હતી.

મધ્યરાત્રિએ પૂર ઝડપથી બે મોટરો સાથે દોડતી જોઇ ઠેરઠેર પોલીસ ચોકી પર ઉપરા ઉપરી ટેલીફોનો થવા લાગ્યા. અને હરકોઇ પ્રકારે મોટર રોકવા સૂચનાઓ થવા લાગી. જે જે પોલીસ ચોકી આગળથી મોટર પસાર થઇ તે ચોકીવાળાઓએ મોટરને રોકવા ઘણા પ્રયત્નો કર્યા પણ મોટર રોકી શકયા નહી. પરંતુ એલીસબ્રીજની પોલીસ ચોકીએ મોટરને અટકાવવા બ્રીજના બન્ને છેડે લાંબુ મજબુત દોરડુ બાંધી દીધું અને સાવધ બની મોટરની રાહ જોતા ઉભા.

કર્મસંયોગે ચંદ્રે પોતાની મોટર આસ્ટોડીયા રોડ પરથી એલીસબ્રીજ તરફ હાંકી, વિક્ટોરીયા ગાર્ડન આગળ આવતાંજ એલીસબ્રીજની પોલીસે મોટરનો અવાજ સાંભળ્યો, અને તે હોશીયારીથી છુપીને પકડવા ઉભી રહી. પૂર ઝડપે આવતી મોટર પૂલના નાકે બાંધેલા મજબુત દોરડાના આઘાતથી ઉછળીને પાછી પડી, સખત આંચકાથી મોટર અટકી ગઇ, અને તે સાથેજ ચંદ્ર એકદમ ઉછળીને મોટરમાંથી બહાર પડયો. અને તેના શરીરને સખ્ત ઇજા થઇ, પણ તે ઇજાને નહી ગણકારતાં ચંદ્રકાન્ત ઉભો થઇ મૂઠીઓ વાળી સીધો પૂલ પર દોડવા લાગ્યો, એલીસબ્રીજની પોલીસ તેને પકડવા તેની પાછળ દોડી, ચંદ્રકાન્તના શરીરે ઇજા થએલી હોવાથી તેનાથી દોડી શકાયું નહીં.

અને પાછળ પડેલી પોલીસ તેની નજીક આવી પહોંચી ચંદ્રે પાછળ નજર કરી તો પોલીસને તેના વચ્ચે ફક્ત ત્રણ ચાર હાથનુંજ અંતર રહેલું દીઠું, તે વખતે ચંદ્રકાન્તે પોતાના પ્રાણની પણ પરવા કર્યા વગર એકદમ પૂલ ઉપરથી નીચે નદીમાં પડતું નાંખ્યું. અને સાબરમતીના અથાક જળમાં તે એકદમ અદ્રશ્ય થઇ ગયો. તેની પાછળ પકડવા પડેલા પોલીસો તેનુ આવું જીવ સટોસટનું અપૂર્વ સાહસ જોતાંજ આભા બની ગયા, અને ડાચાં ફાડી વીલે મોઢે નીચે નદીમાં જોઇ રહ્યા, પણ અસાડ માસ ચાલતો હોવાથી નદીમાં પુષ્કળ પૂર આવેલું હોવાથી તેમજ કાળી ભમ્મર જેવી રાત્રિના ગાઢ અંધકારમાં તેમને નદીમાં કાળા પાણી સીવાય બીજું કંઇ પણ દેખી શકાયું નહી. એટલામાં તો ઇન્સપેક્ટર નંદલાલ દોડતો ત્યાં આવી પહોંચ્યો. પોલીસોએ તેને સઘળી બીનાથી વાકેફગાર કર્યો. ઇન્સપેક્ટરે પાટલુનના ખીસ્સામાંથી વીજળીની બત્તી કાઢી નીચે નદીમાં ચારે બાજુ લાઇટ ફેંકી પણ વ્યર્થ ! લાઇટના પ્રકાશમાં તેને સાબરમતીનું પાણીજ જોયું, તે નિરાશ બની ગયો, અને ગુસ્સાના આવેશમાં પોલીસોને ધમકાવવા લાગ્યો, પણ ખુનીની પાછળ નદીમાં પડી તેને પકડવાની તેની હિમ્મત ન ચાલી, એટલે વીલે મોઢે તે પોલીસો સાથે મોટરમાં બેસી પાછો રસિકલાલ શેઠના બંગલે ગયો

---

## પ્રકરણ ૬-ઠ્ઠું.

---

### એક હજારનું ઇનામ

ચંદ્રને પકડવા જતાં નિરાશ થઇ પાછા ફરેલા પોલીસ ઇન્સપેક્ટર નંદલાલ તથા યુરોપીયન પોલીસ કમિશ્નર, અને બીજા પોલીસો અને

સરકારી ડૉક્ટર રસિકલાલ શેઠના બંગલે આવી પહોંચ્યા જે દિવાન-ખાનામાં મણીલાલ શેઠનું ખુન થયું હતું તે દિવાનખાનામાં આવી તેમણે તપાસ કરી તો પલંગમાં શેઠનું મડદું પડેલું હતું તેમના ગળામાં મોટો છરો ખોસેલો હતો. આખો પલંગ લોહીથી ખરડાઇ ગયો હતો નીચે જમીન પર પાથરેલી જાજમ પર પણ ઠેરઠેર લોહીનાં ટીંપાં પડયાં હતાં. ડૉક્ટરે શબની તપાસ કરી ગળામાંથી છરો બહાર ખેંચી કાઢયો, ઇન્સપેક્ટર તથા કમીશનરે પણ શબની પૂરતી તપાસ કરી બંગલાના દરેક માણસોની જુબાની લઇ પંચકયાસ કરી શબને બાળવાની રજા આપી સઘળા વિદાય થયા.

સવાર થતાંજ આખા શહેરમાં હાહાકાર થઇ રહયો રીચીરોડ પરતો અસંખ્ય મનુષ્યોની મેદની જામી, ઘેર ઘેર આ ખુન સબંધીજ વાતો થવા લાગી, અમદાવાદની પ્રજા વાતોમાં શૂરી, અને તોપો મારવામાં પહેલા નંબરની હોવાથી જેને જેમ ફાવે તેમ ગપો મારવા માંડી. આખા શહેરમાં હડતાલ પડી. મીલો, અને કારખાના પણ બંધ રાખવામાં આવ્યાં, દૈનીક પત્રવાળાને તો આજે સારો તડાકો પડયો, સવારના છ વાગે તો દૈનીક પત્ર બહાર પડયું અને પોળે પોળે અને બજારોમાં વેચાવા લાગ્યું. તે પત્રમાં નીચે પ્રમાણે હકીકત મોટા અક્ષરે છાપી હતી.

**રીચીરોડ પર જાણીતા સદગૃહસ્થ મીલ માલીકનું થએલું કરપીણ ખૂન પોલીસ ઇન્સપેકટરની અપૂર્વ બહાદુરી સાબરમતીમાં પડેલો ખૂની, ખૂનીને જીવતો યા મુએલો પકડી લાવનારને રસીકલાલ શેઠ તરફથી રૂ. ૧૦૦૧) નું ઇનામ.**

અહીંના જાણીતા સદગ્રહસ્થ, અને મહાલક્ષ્મી મીલના માલીક શેઠ માણીલાલનું ગઇ રાતે રાતના બાર વાગે તેમના રહેવાના રીચીરોડ

પરના બંગલાના બીજા માળના દિવાનખાનામાં ધાતુંજ કરપીણ રીતે ખુન કરવામાં આવ્યું છે. ખુન કરનાર ચંદ્રકાન્ત ચીમનલાલ વ્યાસ કે જે તેજ મીલમાં સેક્રેટરી તરીકે કામ કરતો હોઇ, તેના કામની કસુર બદલ મરનાર શેઠે તેને અગાઉના દિવસે મીલમાં કંઇ ઠપકો આપેલો હોવાથી, તે એકદમ ઉશ્કેરાયો, અને રાત્રે છાનોમાનો શેઠના બંગલે આવી તેમના ગળામાં છરો મારી તેમનું ખુન કર્યું. પરંતુ મરતી વખતની શેઠની ચીસ સાંભળી તેમના નાના ભાઇ રસિકલાલ શેઠે પોતાના રૂમની બારીમાંથી દિવાનખાનામાં જોયું તો તેમની નજરે એકાએક આ ભયંકર બનાવ પડતાંજ તેમને તરતજ ભદ્રની પોલીસ ચોકીપર ટેલીફોન કર્યો અને તરતજ ચોકી પરથી પોલીસ ઇન્સપેક્ટર મી. નંદલાલ પોલીસો સાથે શેઠના બંગલે આવ્યા તરંતુ ખુની બંગલાની બારીમાંથી કુદી કમ્પાઉન્ડની દીવાલ પર પડી નીચે સડક પર જતી મરકની મારકીટના વેપારી સુંદરલાલ શેઠની મોટરમાં કુદી પડી નાઠો હતો, પરંતુ પોલીસોની મોટર પણ તેની મોટર પાછળ પડી, ખુનીની મોટર એલીસબ્રીજની પોલીસે અટકાવી. પરંતુ ખુનીએ પૂલ પરથી નદીમાં પડતું મૂકી આપઘાત કર્યો છે.

છતાં પણ જે કોઇ ખુનીને જીવતો યા મુવેલો પકડી લાવશે તેને રસિકલાલ શેઠ તરફથી રૂ. ૧૦૦૧) નું ઇનામ આપવામાં આવશે. ખુનીની ઉમર પચીસ વરસની છે, શરીરનો રંગ સાધારણ ઉજળો હોઇ દેખાવમાં જરા ઉંચો અને પાતળો છે, તેના શરીર પર કાળો ગરમ ઓવરકોટ, અને પાટલુન પહેરેલાં છે તેમજ રેશમી ખમીસ, અને કોલર ટાઇ લગાવેલાં છે, ઉપર પ્રમાણે નીશાની વાળા યુવક ચંદ્રકાન્તને જે કોઇ જીવતો યા મુવલો પકડી લાવશે તેને રૂ. ૧૦૦૧) નું ઇનામ બક્ષીસ તરીકે આપવામાં આવશે. મસકની મારકીટના

વેપારી શેઠ સુંદરલાલ તથા તેમનો મોટર ડ્રાઇવર બન્ને જણુ સખત ઘાયલ થએલા હોવાથી હાલ હોસ્પીટાલમાં છે.

ઉપર પ્રમાણે હકીકત દૈનીક પત્રમાં આવેલી હોવાથી આખા શહેરમાં આ સબંધી ચર્ચાઓ થવા લાગી.

પોલીસ અમલદારો પણ ખુનીને પકડવા તનતોડ પ્રયત્નો કરવા લાગ્યા. ઇન્સપેક્ટર નંદલાલ ચંદ્રકાન્તને પકડવા યોગ્ય તજવીજ કરવા લાગ્યો. અને આખુ શહેર આ ભયંકર બનાવથી આશ્ચર્ય પામ્યું. સરલાના શોકનો પાર ન રહ્યો. અને રસીકલાલ શેઠ તથા મરનાર શેઠ મણીલાલનાં નવાં પત્નિ ચંપા શેઠાણી ઉદાસ બની ગયાં. ખુનીને પકડવા ઇન્સપેક્ટર નંદલાલ બહાર પડયો, અને ગમે તે પ્રકારે ખુનીને જીવતો યા મુવલો પકડી લાવવાનું તેને રસિકલાલ શેઠને વચન આપ્યું. સરલા અને ખુની વચ્ચેનો પ્રેમ ગુપ્ત રાખવામાં આવ્યો. અને તે વાત બહાર કોઇ પણ જાણી શક્યું નહી.

---

## પ્રકરણ ૭ મુ.

---

### પૈસાદારની પોલ

ઓજ ઉપાડે બળદીયા, અભણ ભોગવે રાજ;
બુઢ્ઢો પરણે બાળકી, એ ત્રણ પળને કાજ.

એ કહેવતને સારી રીતે જાણવા છતાં પણ મરનાર શેઠ મણીલાલ પીસતાલીસ વરસની પાકી ઉમરે પાંચ હજાર રૂપીયા ખર્ચી ત્રીજી વખત પરણ્યા હતા. આ ત્રીજી વખતના નવાં શેઠાણીનું નામ ચંપા હતું. ચંપા બચપણથીજ શોખીન, મોજીલી, અને સ્વતંત્ર મિજાજની હોઇ, શરીરે ઘણીજ ખુબસુરત અને રૂપાળી હતી. પ્રથમતો તેને

પોતાનું લગ્ન મોટા કરોડપતિ મીલ માલીક જોડે થએલું જાણી તે ઘણીજ હર્ષ પામી હતી. પણ જ્યારે તેના બુઢ્ઢા વૃદ્ધ પતિનાં તેને દર્શન થયાં ત્યારે તે એકદમ ઉદાસ બની ગઇ, ક્યાં સ્વરૂપવાન ચંપા? અને ક્યાં ડાચાં મળી ગએલા પચાસ વરસના મણીલાલ શેઠ? ચંપાને પોતાના પતિ તરફ ધિક્કાર ઉપજવા લાગ્યો. પોતાનું લગ્ન આવા બુઢ્ઢા સાથે થએલું જાણી તે સદા ગમગીન રહેવા લાગી, પણ શો ઉપાય? દીકરી ને ગાય જ્યાં દોરે ત્યાં જાય, તે કહેવત પ્રમાણે અધમ માબાપે પૈસાની લાલચ ખાતર તેને ઘરડા શેઠ સાથે પરણાવી ચંપાનું જીવન ભસ્મીભૂત કરી નાંખ્યું.

હાયરે? હિંદુસંસાર? તારી આવી અધમ દશા? કે જ્યાં આગળ મૂર્ખ માબાપો પોતાના બાળકોનું અંતર તપાસ્યા વગર, તેમના હૃદયના વિચારો જાણ્યા વગર, અને તેમની સમતિ લીધા વગર લાકડે માંકડું વળગાળી દઇ પોતાના સ્વાર્થની ખાતર પોતાના બાળકોનું લગ્ન કરી મડે મીંઢળ બાંધે છે, તેથી નિર્દય માબાપોને સહસ્ર વાર ધિક્કાર છે! જ્યાં આગળ સ્વભાવીક રીતે પ્રેમ ન ઉપજતો હોય. હૃદયની ઐકયતા ન હોય, ત્યાં પરાણે અનિચ્છાએ પ્રેમ કરવો, અને પ્રીતી વગરનું પરણવું તે શું પવિત્ર લગ્ન કહી શકાય?

**પડો એ લગ્નમા પૂળો, બળી એ લગ્નની ચોરી,**
**સળગતી લગ્નમાં આજે; હિંદુ સસારની હોળી.**

ચંપા એ સોળ વરસની સ્વરૂપવાન સુંદરી હતી. ત્યારે મણીલાલ શેઠ પચાસ વરસના બુઢ્ઢા હતા. ચંપા શોખીન, અને રંગીલી હતી ત્યારે મણીલાલ શેઠ કંજુસ મખ્ખીચુસ, અને પરમચુસ્ત વૈષ્ણવ હતા ચંપા જોબનના હીંડોળે ઝુલતી મદભરી માનુની હતી. ત્યારે મણીલાલ મરણ પથારી પર તરફડતા ચાર દિવસના મહેમાન હતા એવી રીતે

પતિ પત્નિમાં અસમાન જમીનનો તફાવત હતો. બન્નેનાં જીવન ઝેરમય હતાં.

મણીલાલ શેઠનો નાનો ભાઇ રસિકલાલ પચીસ ત્રીસ વરસનો ખુબસુરત, શોખીન, તરૂણ યુવક હતો. બચપણથીજ શ્રીમંતાઇમાં ઉછરેલો હોવાથી તે શોખીન, સ્વતંત્ર મિજાજનો, ઉડાઉ, દારૂડીયો, અને રંડીબાજી હતો. પોતે ગર્ભ શ્રીમંત હોવાથી તથા ખરાબ દુરાચારી મિત્રોના સહવાસથી રસિકલાલ અત્યંત દુર્વ્યસની, અને નીચ બની ગયો હતો. તેનું ઉપરનું બાહ્ય વર્તન ઘણુંજ નિખાલસ જણાતું હતું. પરંતુ તેનામાં છુપા દુર્ગુણો ઘણાજ હતા. તે મોજશોખમાં નાચ ગાનમાં, રંડીબાજીમાં, અને શરાબીમાં પૂષ્કળ પૈસાનું પાણી કરી નાંખતો પોતે શ્રીમંત હોવાથી તેને પૈસાનો પુષ્કળ મદ હતો, આખા જગતમાં તેને કોઇની પણ પરવા ન હતી, ફકત તેના મોટા ભાઇ મણીલાલથી તે જરા ડરતો, કારણકે તેનાં અપકૃત્ય નિહાળી મણીલાલ શેઠ તેને વારંવાર ઠપકો આપતા તેમજ પૈસાનો પુરતો હિસાબ રાખી તેને ખોટું ખર્ચ કરતા અટકાવતા, આથી કરી રસિક મણીલાલનું કાસળ કાઢવા પ્રયત્ન કરતો, અને જેમ બને તેમ મણીલાલ જલદી મૃત્યુ પામે તેમ ઇચ્છતો, કારણકે મણીલાલ શેઠ તેના માર્ગમાં એક કાંટા રૂપ હતા. પણ જો તે કાંટો દૂર થઇ જાય તો, રસિકના હાથમાં કુલ સત્તા અને વહીવટ આવતાં તે પોતાના મનસ્વી પ્રમાણે વર્તી શકે, તેમ હતું. એ અરસામાંજ મણીલાલનું ખુન થયું, અને રસિક સ્વતંત્ર શેઠ બન્યો. તેના હર્ષનો પાર રહ્યો નહી. અને પોતે પોતાની મરજી માફક વર્તવા લાગ્યો

રસિકલાલની સ્ત્રી નર્મદા ઘણીજ ડાહી, નમ્ર, અને સદગુણી હતી. પરંતુ રસિકલાલ તે રંક ગાય જેવી ગરીબ પત્નિને ધિક્કારતો, અને દરરોજ પારકી નવનવી વંઠેલ સ્ત્રીઓ સાથે મોજશોખ કરતો. વળી

પોતાના મોટા ભાઇની સ્ત્રી ચંપા સાથે તે નરપિશાચ પ્યારમાં પડયો હતો. અને ચંપા તથા રસિકલાલ અત્યંત દુષ્ટ, ભયંકર, અને નીચ બન્યાં હતાં.

સરલાએ મરનાર મણીલાલ શેઠની પ્રથમ પત્નિની એકની એક લાડકવાયી પુત્રી હતી. તે ઘણીજ ડાહી, ગુણીયલ, અને પવિત્ર હતી. પોતાની નવી ઓરમાન માતા અને પોતાના કાકાના પાપકર્મ તે પીછાણી ગઇ હતી. છતાં આંખ આડા કાન કરતી. ચંદ્રકાન્ત સરલાનો શિક્ષક હતો. તે દરરોજ સરલાને ભણાવવા જતો. તેને સંસ્કૃત અને અંગ્રેજી શીખવતો ચંદ્રકાન્ત ઘણોજ સ્વરૂપવાન, સદ્‌ગુણી અને બુદ્ધિશાળી હતો, સરલા તેના સદ્‌ગુણ, અને સૌંદર્યપર મુગ્ધ બની હતી. તેના હૃદયમાં શુદ્ધ પ્રેમ રમી રહ્યો હતો. અને ચંદ્ર તરફ તેનું હૃદય આકર્ષાયું હતું બન્નેના હૃદયમાં શુદ્ધ પ્રેમ ઉત્પન્ન થયો હતો. અને તે બન્ને જણ એક બીજાને અત્યંત પ્રેમથી ચહાતાં હતાં આ વાત મણીલાલ શેઠ સારી રીતે જાણતા હતા. અને તે બન્નેનું લગ્ન કરી નાખવા પણ તૈયાર થયા હતા. પરંતુ મણીલાલ શેઠનો નાનો ભાઇ રસિકલાલ આ બાબતથી વિરૂદ્ધ હતો. તેને પૈસાનો મદ હતો, એક મીલ માલીકની પુત્રીનું લગ્ન એક સાધારણ સ્થિતીના મનુષ્યની સાથે શી રીતે થઇ શકે? એ તો આબરૂ જાય, અને આપણું નાક કપાય, એવા એવા તડાકા મારી તે મણીલાલને સમજાવતો તેમજ તેનો વિચાર કોઇપણ પ્રકારે ચંદ્રકાન્તનો ઘાટ ઘડી નાખવાનો હતો. કર્મ સંયોગે મણીલાલનું ખુન થયું ચંદ્રકાન્ત ખુની ઠર્યો, અને નદીમાં પડી ડૂબી ગયો, રસિકલાલે ખુનીને પકડવા જાહેર પેપરોમાં જાહેર ખબરો આપી પરંતુ ચંદ્રકાન્તનો કંઇપણ પત્તો લાગ્યો નહી. પોલીસે પણ ખુનીને પકડવા ઘણાંજ ફાંફાં માર્યાં પણ ખુની નજ જડી શકયો.

મણીલાલ શેઠના મરણ પછી રસિકલાલ અને ચંપા બન્ને જણ સ્વતંત્ર બની ગયાં. તેમનો કાંટો સદાને માટે દૂર થઇ ગયો. આથી બન્ને જણ ઘણુંજ ખુશ થયાં. અને પોતાના મનસ્વી પ્રમાણે વર્તવા લાગ્યાં. રસિકલાલ અને ચંપા સદા ગાનતાન અને રંગરાગ ભોગવતાં પોતાની પશુવૃત્તિમાં એટલાં બધાં લીન થઇ ગયાં કે પળવાર પણ તે એક બીજાથી વિખુટાં ન પડતાં નિરંતર વિષયાંધ બની પોતાની વિષય વૃત્તિ સંતોષવા લાગ્યાં.

રંક બિચારી સરલા પિતાના મરણથી શોકાતુર બની અફસોસ કરતી અશ્રુ વિર્સજન કરી પોતાના દિવસ રડી રડીને પસાર કરવા લાગી, તેના મગજમાં નિરંતર અવનવા વિચારો ઉત્પન્ન થયા કરતા કે શું ચંદ્રકાન્તે મારા પિતાનું ખૂન કર્યું હશે? ના? ના? ચંદ્રકાન્ત કદી પણ આવું ભયંકર કૃત્ય નાજ કરે? ત્યારે આ ખૂન કોણે કર્યું? જરૂર મને તો એમજ લાગે છે કે મારા કાકા અને ચંપા એ બે જણનું આ કાવત્રું છે પણ તેનો શું પુરાવો? વગેરે વગેરે અવનવા અનેક પ્રકારના વિચારો કરતી સરલા રાત દિવસ શોકાતુર વદને પોતાના દિવસ દુઃખથી રડી રડીને પસાર કરવા લાગી.

રસિકલાલનો વિચાર ચંપાનું લગ્ન પોતાના મિત્ર સુંદરલાલ સાથે કરવાનો હતો. સુંદરલાલ પણ તેના જેવો તવંગરનો છકે દીકરો હતો. તે પણ દારૂડીયો, રંડીબાજી, અને અત્યંત દુર્ગુણી હતો. સરલા આ બન્ને પાપનાં પુતળાંને સારી રીતે ઓળખતી હતી. ચંપા સુંદરલાલની સુંદરતા પર અત્યંત મુગ્ધ બની ગઇ હતી અને હરકોઇ પ્રકારે પણ તેની સાથે પ્રેમ બાંધી તે નવયુવાન સાથે વિષય સુખ ભાગવવા તત્પર બની હતી. સુંદરલાલ પણ ચંપાના હાવભાવ અને નયનકટાક્ષોથી ઘાયલ થઇ ચુકયો હતો. ફકત એક બીજાના બાહુમાં લપટાઇ પરસ્પર

કામવાસના સંતોષવાની તક તેમને હજુ સુધી મળી નહોતી આ પ્રમાણે આ પૈસાદારોની પોલ ચાલ્યા કરતી હતી.

---

## પ્રકરણ ૮ મું.

### પ્રેમ યોગી

હૃદય ॥ શુદ્ધ પ્રેમીતો જીવન પરવા નથી કરતાં
હજારો દુઃખ પડવાથી નથી એ પ્રેમીઓ ડરતા
મરે છે પ્રેમના માટે પ્રિયા પ્રેમી દિવાનાઓ
બળે છે સ્નેહના માટે સદા એ સ્નેહ ઘેલાઓ

પ્રિય. વાંચક—પોલીસ ઇન્સપેકટર નંદલાલને હંફાવી મધ્યરાત્રિએ એલીસબ્રીજ ઉપરથી સાબરમતીના અગાધ જળમાં ભૂસકો મારનાર ચંદ્રકાન્ત પોતાના પ્રાણની પણ પરવા કર્યા વગર નદીમાં કૂદી પડયો અને સાબરમતીના અથાક જળમાં અદ્રશ્ય થઇ ગયો. આ સમયે નદીમાં પુષ્કળ પૂર આવેલું હોવાથી તે એકદમ તણાતો તણાતો ઘણોજ દૂર જતો રહ્યો.

બીજે દિવસે પ્રભાતમાં સાબરમતીના કિનારા પર આવેલા ભર જંગલમાં રહેતા એક મહાત્મા નદીયે સ્નાન કરવા સારૂ આવ્યા તેમને નદીમાં તણાતા ચંદ્રકાન્તને દેખ્યો અને તેમને દયા આવવાથી નદીમાં પડી તેને બહાર ખેંચી કાઢયો. બહાર લાવ્યા પછી તેને ઉંધો સુવાડી તેના પેટમાંથી બધું પાણી કહાડી નાંખી તેને શુદ્ધિમાં આણ્યો થોડીક વારે ચંદ્ર ભાનમાં આવ્યો તેને આંખ ઉઘાડી ઉભા થઇ મહાત્માને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા. અને મહાત્માએ તેને આશીર્વાદ આપ્યો ચંદ્રકાન્ત મહાત્માનો અંતઃકરણપૂર્વક આભાર માની તેમની રજા માગી ત્યાંથી વિદાય થયો. અને પાછો અમદાવાદ જવાનો પોતાના

મન સાથે નિશ્ચય કરી તે ત્યાંથી ચાલતો થયો. અને રખડતો રખડતો ચાર પાંચ મહીને અમદાવાદ આવ્યો. રાત્રિના સમયે તે છુપાતો છુપાતો જમાલપુર લત્તામાં રહેતા પોતાના મિત્ર સૂર્યકાન્તના ઘેર તે ગયો. સુર્યકાન્ત તો ચંદ્રને દેખતાંની સાથેજ એકદમ આભો બની ગયો. અને તેને એકદમ છુપાવી ઓરડામાં લઈ જઈ તેને સર્વે હકીકત પૂછવા મંડી પડ્યો ભાઇ ચંદ્રકાન્ત? તું અત્યારે કયાંથી આવ્યો? તું તો નદીમાં ડૂબી ગયો છે એવું સર્વે લોક કહે છે? શું તુ જીવતો છે? હા? તને શું લાગે છે? ચંદ્રે જરાક હસીને કહ્યું.

અરે ભાઇ? તેં આ બહુ ખોટું કામ કર્યું તું આવો ભયંકર ખૂની બન્યો? સુર્યકાન્તે ચંદ્રના સામું જોઇ કહ્યું.

શું ખૂની? મેં ખૂન કર્યું? કોનું ખૂન કર્યુ? તું આ શું કહે છે? તેની મને કંઇ સમજ પડતી નથી માટે સ્પષ્ટ જણાવ?

શું ચંદ્રકાન્ત? તેં મણીલાલ શેઠનું ખૂન નથી કર્યું? કોનું? મણીલાલ શેઠનું ખુન થયું અને તે ખુન મેં કર્યું? તું આ શું કહે છે? હું કંઇ જાણતોજ નથી.

એમ કે? તો જો આ દૈનીક પત્ર વાંચ? તેમાં શું લખ્યું છે એમ કહી પાસેના કબાટમાંથી સુર્યકાન્તે દૈનીક જુનું પત્ર ચંદ્રકાન્તના હાથમાં મૂકયું અને ચંદ્રકાન્તે તે હકીકત ધ્યાનપૂર્વક વાંચવા માંડી. સંપૂર્ણ વાંચી રહ્યા બાદ ચંદ્રકાન્ત એકદમ આભો બની જઇ બોલી ઉઠયો. સુર્યકાન્ત? સુર્યકાન્ત? આ તદ્દન ખોટું છે? બનાવટી છે? ખુન સબંધી હકીકત હું બીલકુલ જાણતો નથી. હું નિર્દોષ છું.

શું તુ નિર્દોષ છે?

હા? હા? હું નિર્દોષ છું? ચંદ્રકાન્તે છાતી ઠોકી કહ્યું?

તો પછી આ બધું શું ખોટું છે?

હા! હા! તદ્દન ખોટું તરકટ છે! તરંગરની ખોટી તોપ છે? મેં ખુન કર્યુંજ નથી? શું તું પણ મને ખુની ધારે છે?

ના? ચંદ્રકાન્ત! ના? હું નથી ધારતો કે તું આવું ભયંકર ખુન કરે? પરંતુ આખુ અમદાવાદ તો તનેજ ખુની માને છે! જગતની દ્રષ્ટિએ તો તું ખુની ઠર્યો છે! ભલે જગત ગમે તેમ કહે? તેની મને પરવા નથી પરંતુ હું ખરેખર નિર્દોષ છું!

ચંદ્રકાન્ત તું નિર્દોષ છે એમ હું માનું છું! પણ કોર્ટ કેમ માનશે! તારા માથા પર અત્યારે ભયંકર આફત ઝઝુમી રહી છે. પોલીસ તને પકડવા તનતોડ પ્રયત્નો કરે છે માટે તું તારા બચાવનો કોઇપણ રસ્તો શોધી કાઢ!

મારો બચાવ મારો પ્રભુ કરશે! મને પોલીસની લેશ પણ બીક નથી હું નિર્દોષ હોવા છતાં પણ જ્યારે મારા પર ખુનનો ખોટો આરોપ ચઢાવવામાં આવ્યો છે તો હું આજથી પ્રતિજ્ઞા કરૂં છું કે એ તરંગરને તેના પાપકર્મોની શિક્ષા જ્યાં સુધી હું નહી આપું ત્યાં સુધી કદાપી કાળે હું જપીને નહીજ બેસું!

પણ ભાઇ! તમારો અને સરલાનો પ્રેમ હવે પરવારી ગયો જાણો કારણકે સરલા હવે તમને મળવી મુશ્કેલ છે!

શું સરલા! હું પ્રાણાંતે પણ સરલાને તો નહીજ ભૂલું અને સરલા પણ જીવન પર્યંત મને નહી ભૂલે તે મારો અંતરાત્મા મને કહે છે!

પણ તમે હવે શી રીતે સરલાને મળી શકશો!

શી રીતે? જો સુર્યકાન્ત હું તને જેમ કહું તેમ તું કર! જા બજારમાં જઇ છાનોમાનો બનાવટી દાઢી, મૂછો અને સાધુનાં ભગવાં કપડાં લઇ આવ પછી જોકે હું સધુના વેશમાં ખાખ ચોળી સરલાને

અલ્પ સંમયમાંજ મળું છું એમ વેશ બદલવાથી મને કોઇ પણ ઓળખી શકવાનું નથી. પછી જોઇલે મારૂં કામ! કે હું સરલાને કેવી રીતેમળું છું?

ઠીક? હવે એ બધી વાત સવારે કરીશું એમ કહી બન્ને મિત્રો જમી પરવારી નિદ્રાધીન થઇ ગયા.

બીજે દિવસે ચંદ્રના કહેવા પ્રમાણે સુર્યકાન્ત બજારમાં જઇ સાધુનો તમામ વેશ લઇ આવ્યો રાતના સમયે ચંદ્રકાન્તે પોતાનો પહેરવેશ કાઢી નાંખી ભગવાકંથા ધારણ કરી બનાવટી દાઢી, અને મૂછો, તથા માથાપર લાંબી ઝટા લગાવી આખા શરીરે રાખ ચોળી. એક હાથમાં તુંબડુ અને બીજા હાથમાં ચીપીયો પકડી તથા બગલમાં મ્રગચર્મ મારી મધ્યરાત્રિએ ત્યાંથી પ્રયાણ કર્યું. જતી વખતે ચંદ્રકાન્તે સુર્યકાન્તના કાનમાં કહ્યું કે તુ આ પત્ર આવતી કાલ ગમે તેમ કરી સરલાને જરૂર હાથોહાથ આપજે એમ કહી ચંદ્રે એક કવર તેને આપ્યું અને તે સાધુના વેશમાં ત્યાંથી નીકળી નદી કિનારે વિકટોરીયા ગાર્ડનના દરવાજા આગળ પોતાની ધુણી ધખાવી મહાન અવધૂત યોગી બની ચંદ્રકાન્ત સાધુના વેશમાં નિર્ભયતાથી બાગના ઝાંપા આગળ બેઠો અને આ પ્રેમઘેલો પ્રેમયોગી પોતાની પ્રિયતમાના પ્રેમની ખાતર પોતાના પ્રાણની પણ પરવા કર્યાં વગર સાધુના વેશમાં સરલાનુ ધ્યાન ધરતો બગીચાના દરવાજે મહાન આડંબરથી બેઠો.

---

## પ્રકરણ ૯ મું.

---

### પ્રેમીનો પ્રેમપત્ર.

હૃદય મંદીરમાં પ્યારી નિરંતર વાસ તારો છે;
પ્રિયા તુજ પ્રેમના કાજે ફકીરી હાલ મારો છે;

મરી છે પ્રેમની કફની વિભુતી પ્રેમની ચોળી,
બન્યો હું પ્રેમનો યોગી ગ્રહી છે પ્રેમની ઝોળી.
ભણું છું પ્રેમના પાઠો હૃદય છે પ્રેમની શાળા,
જપું છું પ્રેમના જાપો રટું છું પ્રેમની માળા.

બીજે દિવસે પ્રભાતમાં સૂર્યકાન્ત ચંદ્રના કહેવા પ્રમાણે સરલાને પત્ર આપવા રસિકલાલ શેઠના બંગલા તરફ રવાના થયો, બંગલાના દરવાજે આવી પહેરાવાળા ભૈયાને આડુંઅવળું સમજાવી બંગલામાં દાખલ થયો. કમસંયોગે સરલા બંગલાના ઓટલા પર પડેલી એક બેન્ચપર બેઠી બેઠી કંઇક પુસ્તક વાંચી રહી હતી. સૂર્યકાન્તે સરલાને ઓળખી અને તરતજ તે તેની નજીક ગયો. જરા આજુબાજુ નજર ફેરવી ખીસામાંથી ચંદ્રકાન્તનો પત્ર કાઢી તેણે ઘણુજ મંદસ્વરથી કહ્યું સરલા બેન ?

સરલાએ પુસ્તકમાંથી એકાએક ઉંચું જોઇ કહ્યું કેમ ?

શું કામ છે ? કોનું કામ છે ?

તમારૂંજ કામ છે ? સુર્યકાન્તે કહ્યું.

મારૂ કામ ? શું કામ છે કહો ?

સુર્યકાન્તે કહ્યું લો આ પત્ર ? ખાનગીમાં વાંચી જોઇ સાવચેતીથી વર્તજો. એટલું કહી સરલાના હાથમાં પત્ર આપી તરતજ ગપાટાબંધ સુર્યકાન્ત ત્યાંથી એકદમ ચાલતો થયો. સરલાએ કવરને પુસ્તકમાં મૂકી દઇ પુસ્તક બંધ કરી તે પત્ર વાંચવા ત્રીજે માળ પોતાના શયન-ખંડમાં ચાલી ગઇ, પોતાની રૂમમાં આવી રૂમનાં બારણાં બંધ કરી એક ખુરસી પર બેસી તેને પુસ્તકમાં સંતાડેલું કવર કાઢીને ફોડયું પત્રના પરિચીત અક્ષરો જોતાંજ તે એકદમ ચમકી અને ઘણુજ હર્ષથી તે પત્ર વાંચવા લાગી પત્રનું લખાણ નીચે મુજબ હતું.

મ્હારી વ્હાલી હૃદયદેવી સરલા,

મને આશા છે કે આ પત્ર તારા સ્વહસ્તમાંજ પહોંચશે. આ પત્ર વાંચી તને અનહદ આશ્ચર્ય ઉત્પન્ન થશે, અને મારા પ્રત્યે કિંચીત ગુસ્સો અને તિરસ્કાર પેદા થશે પરંતુ તું મને ક્ષમા આપીશ એવી આશા છે.

પ્રિયતમા? આખું અમદાવાદ અત્યારે મને એક ભયંકર ખુની માને છે, અને કદાચ તું પણ મને ખુની માનતી હઇશ, પરંતુ હું પરમકૃપાળુ પરમાત્માને સાક્ષીભૂત રાખી મારી ભવિષ્યની આશાના સોગન ખાઇ સાચે સાચું કહું છું કે હું તદ્દન નિર્દોષ છું. જે રાત્રિએ આપણે બન્ને અકસ્માત વિખુટાં પડયાં, તેજ રાત્રિએ તારા પિતાનું ખુન થયું. અને તે ખુનનો આરોપ તારા તવંગર કાકાએ મારા પર મૂકયો પરંતુ હું ખુન સબંધી હકીકત બીલકુલ જાણતો નથી.

સરલા? સરલા? શું હું એવું ભયંકર નીચ કૃત્ય કરૂં તેવું તું માની શકે છે? ભલે આખું જગત મને ગમે તેમ કહે તેની મને પરવા નથી. પણ તું મને કેવો માને છે? શું હું ખુન કરૂં તેવો નીચ નિર્દય ખુની તું મને માની શકે છે? સરલા હું સાવ નિર્દોષ છું, પરંતુ તારા કાકાએ મારો કાંટ કાઢી નાખવા માટેજ આ ખુનનો ભયંકર આરોપ મારા પર મૂકયો છે, અને જગતની દ્રષ્ટિએ હું એક ખુની ઠર્યો છું. પરંતુ સાચી હકીકત પ્રભુ વગર કોણ જાણી શકે તેમ હતું. તારા તવંગર કાકાએ પૈસાના મદમાં અંધ બની ભયંકર કાવત્રુ રચી મારા જેવા નીર અપરાધીને ગરદન મારવા આ નીચ પ્રપંચજાળ બિછાવી છે, પરંતુ હું સમય આવે જગતને મારી નિર્દોષતા પૂરેપૂરી સાબીત કરી આપીશ.

વહાલી સરલા! હવે તું મને સદાને માટે ભુલીજા! અને મારા જેવા નિર્ભાગી રંકને ચહાવા કરતાં કોઇ તારા લાયક તવંગરને ચાહી તેની સાથે લગ્ન કરી સુખી થા! સરલા! તું એક તવંગર શેઠ માણીકની પુત્રી છે. હું એક નિર્ધન ગરીબ યુવક છું, મારી પાસે નથી પૈસો! કે નથી બાગ અને બંગલા? હું તદ્દન ગરીબ છું, તારા જેવી ગર્ભ શ્રીમંતની પુત્રી મારા જેવા રંકને ત્યાં ન શોભે! હાથી તો રાજદરબારેજ શોભે? માટે તું જરા સમજ! અને વિચાર કર? કે મારા જેવા ગરીબ પૈસા ટકા વગરના એક નિર્ધન સાથે સબંધ જોડી તું શી રીતે સુખી થઇ શકીશ? જો મારી પાસે.

નથી વૈભવ નથી લક્ષ્મી, નથી કંઇ મહેલ કે માળા;
ફકીરી હાલ મારો છે, તવંગર હું નથી બાળા.
નથી માતા નથી પિતા જગત ખુની મને માને;
પરંતુ તે છતાં પ્યારી, કહે ચાહીશ તું મુજને.

સરલા! તું તારા હૃદયમાં પૂરતો વિચાર કરી મને જે તે પ્રતિ ઉત્તર આપજે, ભલે તું મને ચાહે કે નહી ચાહે પરંતુ આ ચંદ્રકાન્ત તો જીવન પર્યંત તારી મનમોહક પ્રેમાળ મૂર્તિને હૃદય મંદિરમાં પધરાવી તારૂંજ ધ્યાન આરાધન, અને ભજન કરશે, જીંદગી પર્યંત પણ તને હું નહીજ ભુલી શકું તે નિશ્ચય માનજે, તારા પ્રેમની ખાતર હું મારા પ્રાણની પણ પરવા કર્યા વગર અનેક સંકટો અને દુઃખ ઘણીજ ખુશીથી સહન કરીશ, પરંતુ તને તો કદાપી કાળે નહીજ ભુલું.

વહાલી સરલા! તારા દર્શનની ખાતર હું વિકટોરીયા ગાર્ડનના દરવાજે સાધુના વેશમાં તારા નામની માળા જપતો બે દિવસથી છુપા વેશે બેઠો છું તો આશા છે કે આ તારા પ્રેમના પુજારી પર કૃપા કરી એક વખત તારી મનમોહક મૂર્તિનાં દર્શન કરાવવાની દયા દર્શાવીશ

એજ મારી તને નમ્ર વિનંતી છે. હાલ તું જાણે છે કે મને પકડવા પોલીસ તનતોડ પ્રયત્ન કરી રહી છે અને મને જાહેર કરનારને તારા કાકા તરફથી રૂ. ૧૦૦૧) નું ઇનામ મળવાનું છે, માટે સાવચેતીથી મને એક વખત મળી જવા કૃપા કરીશ આજથી બે દિવસ સુધી હું તારી રાહ જોઇશ અને પછી મારૂં અંતર મને જે તરફ દોરી જશે તે તરફ જઇશ એજ.

લી. તારો પ્રેમયોગી
ચંદ્રકાન્ત.

ઉપરા ઉપરી વારંવાર બે ચાર વખત પત્રને પૂરેપૂરો વાંચી સરલા એકદમ ગમગીન બની ગઇ તેની આંખમાંથી બે ચાર આંસુનાં ટીપાં જમીન પર પડ્યાં, અને તે પોતાના મન સાથે બોલવા લાગી.

અહા? વહાલા ચંદ્રકાન્ત? તમે ખરેખર નિર્દોષ છો? તમારા સાચા હૃદયનો શુદ્ધ પ્રેમ હું શી રીતે ભૂલી શકું? વહાલા? તમે મારા પ્રેમની ખાતર પ્રાણની પણ પરવા કર્યા વગર નદીમાં પડયા, અને મારી ખાતર ખુની ઠર્યા અને છેવટે પણ જીવના જોખમે છુપા વેશે મારી ખાતર ખાખ યોગી સાધુ બન્યા, ધન્ય છે? વહાલા તમારા આ સાચા પ્રેમને? તમારા જેવા શુદ્ધ પ્રેમીને હું શી રીતે ભૂલી શકું?

ભલે? આખું જગત ગમે તેમ કહે, પરંતુ કદાપી કાળે હું તમને નહીજ ભૂલી શકું. અહા! કેટલો બધો શુદ્ધ પ્રેમ? કેવો તમારો સાચો પ્રેમ? ધન્ય છે? તમારા જેવા સાચા હૃદયના પ્રેમીઓને? પ્રભુ હું આપને મારા તનમનથી વરી ચુકી છું. તે પ્રાણાંતે પણ આપના વગર અન્યને સ્વપ્ને પણ ચાહીશ નહી ઠીક છે? વહાલા? આજ સાંજેજ હું આપના દર્શને આવીશ પણ ત્યાં તેમની સાથે પૂરતી વાતચીત શી રીતે થઇ શકશે? માટે લાવ હું એક પત્ર લખી તેમને

છાનોમાનો આપી મારા હૃદયેશ્વરનાં દર્શન કરી આવીશ એમ કહી સરલાએ પાસેના કબાટમાંથી કાગળ કાઢી પોતાના પ્રિયતમને પત્ર લખવા માંડયો.

---

## પ્રકરણ ૧૦ મું.

---

તવંગરની તોપ

પૈસાતણી તીજોરીઓ એ તવંગરની તોપ છે,
સળગાવનારી જગતને એ તવંગરની તોપ છે;
આખા જગતને જીતનારી તવંગરની તોપ એ,
એ તોપથી સળગાવતા આજે તવંગર જગતને.
ગરદન ગરીબને મારતા એ રકત પીતા રંકનું,
પૈસા તણી તોપે તવંગર મન વશ કરે છે જગતનું;
ઉજળા ઠગારા તવંગર એ તોપથી પૂજાય છે,
પૈસા તણી તોપે તવંગર જગતમાં ફુલાય છે.

રસિકલાલના હાથમાં કુલ વહીવટ આવતાં તેણે પોતાની મરજી માફક છુટે હાથે પૈસાનો દુરૂપયોગ કરવા માંડયો. મદ્યપાનમાં, રંડીબાજીમાં, અને નાચગાન, તથા રંગરાગમાં તેને અથાક પૈસાનું પાણી કરવા માંડયું. સરકારી અમલદારોના મન રાજી રાખવા અને બહાર જનસમાજમાં પોતાની મોટાઇ બતાવવા તેણે પોતાના બંગલે અમલદારોને વારંવાર આમંત્રણ આપી તેમની ખુશામદ કરી તેમનાં મન સંપાદન કરવા માંડયાં. મોટી મોટી મિજલસોમાં રસિકલાલે લાખો રૂપીયાનું પાણી કરી નાંખ્યું. પોલીસ ઇન્સપેકટર નંદલાલને એ તવંગરે બે અઢી હજાર રૂપીઆની બક્ષિસ આપી તેને ખુશ કર્યો. અને તેની

સાથે મિત્રાચારી બાંધી, અને પૈસાના જોરે રસિકલાલ પોતાનાં મન ધાર્યાં કામ પળવારમાં કરવા લાગ્યો. કેટલીક નવી નવી સ્વરૂપવાન સુંદરીઓને પૈસાના લોભમાં લલચાવી તેમની સાથે તે તવંગર પોતાના રહેવાનાજ બંગલામાં વ્યભિચાર ખેલવા લાગ્યો.

પોતાની મીલના જુના, અનુભવી, અને ડાહ્યા, નોકરોને વિના કારણે રજા આપી તેમની જગાએ પોતાના ખુશામદીયા, રંડીબાજી, અને તેના જેવા દારૂડીયા, અને વ્યભિચારી મિત્રોને મોટા મોટા પગારથી નીમ્યા. જુના મેનેજરને રજા આપી પોતાના ખાસ મિત્ર ચંદુલાલ ચટપટીયાને મેનેજરની જગા આપી અને બીજા મિત્ર કાન્તીલાલ ખટપટીયાને સેક્રેટરીની જગા આપી તેને મિત્રોના મન સંપાદાન કર્યાં. રસિકલાલ શેઠના આ બન્ને મિત્રો જમાનાના ખાધેલ, પૈસાના પૂજારી, લક્ષ્મીના લોભી, અને ખૂશામદખોર હતા. ગમે તે પ્રકારે પણ શેઠની મરજી સંપાદાન કરવા તે બન્ને જણા રસિકલાલની અનહદ ખૂશામદ કરતા, અને તેના સ્વભાવને ઓળખી જઇ શેઠની ઇચ્છા મુજબ તેની આજ્ઞાનુસાર વર્તતા તેમાં મી. ચંદુલાલ ચટપડીયા તો શેઠના ખાસ જીગરજાન દોસ્ત હતા. અને રસિકલાલ પોતાના દરેક કાર્યોમાં મી. ચટપટીયાને બોલાવી તેમની સલાહ પ્રમાણે વર્તતો.

મી. ચટપટીયા પૂરા તાલમબાજ હોવાથી શેઠને દરરોજ નવી નવી સ્વરૂપવાન સુંદરીઓના સ્નેહમાં સપડાવી તેમના પૈસાનું પાણી કરાવતો અને વચમાં અડધોઅડધ દલાલીના પૈસા પોતાની ગાંઠે બાંધી શેઠને સારી પેઠે ચૂનો ચોપડાવતો, તેમજ આખી મીલમાં પોતાની સત્તા બેસાડી પોતાના માણસોને સારા પગારથી નોકરીઓ આપી શેઠને એક પત્થરના પૂતળા માફક નાચ નચાવતો અને શેઠ પણ નિરંતર

મદ્યપાન, અને રંડીબાજીમાં ચકચુર બની આખો દિવસ મોજશોખમાં ગુલતાન રહેતો.

મી. કાન્તીલાલ ખટપટીયા ઘણાજ ખુશામદખોર હોવાથી તેમજ તેમની સ્ત્રી કપૂત સુંદરી જરાક ખુબસુરત હોવાથી મી. ચટપટીયાની ભલામણથી શેઠે મી. ખટપટીયાને સેક્રેટરીની નોકરી આપી હતી. મી. ખટપટીયા અને મી. ચટપટીયાની સ્ત્રીયો બહેનપણી હોઇ તેઓ ઘણીક વખત રસિકલાલ શેઠના બંગલે ચંપા શેઠાણીને વારંવાર મળવા જતી અને રસિકલાલ તે દરેકની સાથે ઘણીજ છૂટથી પોતાના ઘરની સ્ત્રી માફક વર્તતો, અને તેમની સાથે વ્યભિચાર ખેલી તેમને પૂષ્કળ પૈસા આપતો, આ પ્રમાણે આ તવંગર પોતાના પૈસાનો પૂષ્કળ દૂરૂપયોગ કરતો, રસિકલાલ દરરોજ નવી નવી સ્વરૂપવાન સુંદરીઓ સાથે મોજશોખ મારતો તે જોઇ તેની ભાળી ચંપાનુ દીલ તેના પરથી બીલકુલ ઉઠી ગયું. અને તેને પણ રસિકલાલના મિત્ર સુંદરલાલ સાથે મોજ શોખ મારવી શરૂ કરી, પોતાના બંગલામાં સુંદરલાલ સાથે બરાબર મોજશોખ મારી શકાય તેમ ન હોવાથી તેને શહેર બહાર રહેતા મહાત્મા મદનમોહનલાલજીના મંદિરમાં સુંદરલાલ સાથે મળવાની ગોઠવણ કરી.

મહાત્મા મદનમોહનલાલજીનું મંદિર શહેર બહાર થોડાક અંતર પર આવેલુ હતુ. તેનો ધંધો અજ્ઞાન, ભોળી સ્ત્રીઓને ફસાવી, પટાવી, પૈસાના લોભથી લલચાવી, તેમની પાસે વ્યભિચાર કરાવી, પૈસા પેદા કરવાનો હતો. તેમના મંદિરમાં શહેરના ઘણાખરા ખાનદાન કુટુંબની સ્ત્રીઓ, કેટલીક વંઠેલ વિધવાઓ અને કેટલીક છોકરાં થવાની લાલચવાળી સ્ત્રીઓ, તથા ઘરડા સ્વામિની નવી જુવાન પત્નિઓ આવતી અને પોતાની વિષયવૃત્તિ સંતોષી મનમાન્યા પૈસા પેદા કરી આવી

જતી, બાપકમાઇવાળા શ્રીમંતના પૂત્રો આ સ્થળે આવી દરરોજ નવી નવી રમણીઓના રસભંડાર લૂંટી અથાક પૈસાનું પાણી કરી ચાલ્યા જતા, ચંપા અને સુંદરલાલ પણ દરરોજ સાંજના સમયે આ સ્થળે આવી પોતાની વિષય વાસના તૃપ્ત કરતાં. આ પ્રમાણે આ મંદીરમાં વ્યભિચારનો અખાડો ચાલતો અને મહાત્મા મદનમોહનલાલ એક ધર્મગુરૂ હોવા છતાં આવા ભયંકર નીચ ધંધા કરતો. અફસોસ! આજકાલ ધર્મના બહાને ધર્મ મંદિરોમાં જયાં ત્યાં વ્યભિચારો ચાલી રહ્યા છે એ કેટલી બધી અફસોસની વાત છે જયાં સુધી ધર્મગુરૂઓ પોતાની ખરી ફરજ નહી સમજે ત્યાં સુધી કદાપી કાળે ભારતનો ભાગ્યોદય નહીજ થઇ શકે? જયારે

ફરજ નિજ ધર્મ ગુરૂઓ, સમજવા લાગશે જ્યારે;
કહે છે મહાત્મા ગાંધી, ઉદય અમદેશનો ત્યારે.

મહાત્મા મદનમોહનલાલજીની ઉમર ત્રીસેક વરસની હતી તે ધર્મગુરૂ હતો અને પોતાના શિષ્યોને કંઠી બાંધી તેમનો ગુરૂ બનતો શહેરની ઘણીખરી વિધવાઓનો તે ગુરૂ બન્યો હતો. ચંપા શેઠાણીએ પણ મદનમોહનલાલજીને ગુરૂ કરી તેમની કંઠી બાંધી હતી. અને પોતાનું તન મન, ધન, ગુરૂને અર્પણ કર્યું હતું. એટલે એકાદ બે વખત ચંપા તે બદમાસ ગુરૂની શય્યાસંગિની બની ગુરૂ કૃપા મેળવવા ભાગ્યશાળી બની હતી. ટુંકામાં ચંપાએ તેની પાસે પોતાનું શિયળ લુંટાવ્યું હતું. એવી રીતે આ પાખંડી ધર્મગુરૂ ધર્મના બહાને અનેક ભોળી, અજ્ઞાન, અને વંઠેલ સ્ત્રીયો સાથે વ્યભિચાર ખેલતો. અને તેમને અનિતીના માર્ગે દોરી તેમના શિયળનો સંહાર કરતો. અને કરાવતો પ્રિય વાંચક આ શયતાન સાધુની વધુ પિશાચલીલા ચીતરી અમે અમારી કલમને કલંકીત કરવા માગતા નથી, પરંતુ ટુંકામાં એજ,

શહેરના અનેક તવંગરોના શોખીન પૂત્રો અને વ્યભિચારી વંઠેલ સ્ત્રીઓ અહીં પોતાની વિષયવૃત્તિ સંતોષવા દરરોજ આવતાં અને પોતાની પશુવૃત્તિ સંતોષી મદ્યપાનમાં, જુગારમાં, અને એવાં બીજાં અનેક દુર્વ્યસનોમાં અથાગ પૈસાનું પાણી કરી ચાલ્યાં જતાં, સુંદરલાલ વિધવા શેઠાણી ચંપા સાથે આ સ્થળે છુપો વ્યભિચાર ખેલતો અને ચંપા પણ દરરોજ અહીં આવતા નવા નવા નવ યુવાનો પાસે પોતાનું જોબન લૂંટાવતી હતી. વળી તેને દારૂનુ પણ વ્યસન વળગ્યું હતું. અને દારૂથી ચકચુર બની આ વંઠેલી વિધવા અત્યંત દુરાચાર સેવતી હતી. એક વખત ચંપા અને સુંદરલાલ બન્ને દારૂથી ચકચુર બની નિર્લજ કુચેષ્ટાઓ કરતાં આ મંદીરના એક ઓરડામાં પિશાચલીલા ખેલી રહ્યાં હતાં. તે સમયે રસિકલાલ કોઇ એક નવી સ્વરૂપવાન સુંદરીની સાથે તે મંદીરમાં આવ્યો મહાત્મા મદનમોહનલાલે તેને એક ખાનગી ઓરડામાં બેસાડયો જે ઓરડામાં રસિકલાલ હતો તેજ ઓરડાની જોડેનીજ રૂમમાં ચંપા અને સુંદરલાલ દુરાચાર સેવતાં હતાં, અચાનક ચંપા અને સુંદરલાલનો અવાજ રસિકે ઓળખ્યો તે એકદમ નજીકના ઓરડા પાસે ગયો અને ઓરડાનું બારણું ખખડાવવા લાગ્યો, સુંદરલાલ અને ચંપાએ જાણ્યું કે મહારાજ કંઇ કામ સારૂ બોલાવતા હશે તેથી તેમને બારણું ઉઘાડયું તો બારણા આગળ રસિકને ઉભેલો દીઠો બન્ને જણ રસિકને જોતાંજ શરમીંદા બની ગયાં, રસિકના ગુસ્સાનો કંઇ પાર રહ્યો નહિ. તેણે એકદમ ગુસ્સામાં આવી જઇ પોતાના ખીસ્સામાંથી ચપ્પુ કાઢી એકદમ સુંદરલાલના પેટમાં જોરથી ભોંકી દીધું અને તે સાથેજ સુંદરલાલ એક ઝીણી ચીસ પાડી જમીનપર પટકાઇ પડયો, સુંદરલાલની ચીસ સાંભળી મહાત્મા મદનમોહનલાલ તથા બીજાં બે ચાર મનુષ્યો એકદમ તે ઓરડામાં દોડી આવ્યા

એકા એક સુંદરલાલનુ ખુન થયેલું જોતાંજ મહરાજ ગભરાઇ ગયા અને રરિકલાલના સામું જોઇ બે બાકળા બની જઇ બોલી ઉઠયા અરે શેઠ? તમે આ શું જુલમ કરી નાખ્યો? હવે આપણું આવી બન્યું પોલીસને આ વાતની ખબર પડતાંજ આપણે નાહક માર્યા જઇશું.

ન ગભરાઓ? મહારાજ? પોલીસની મગદુર નથી કે મારા જેવા તવંગરનો વાળ પણ વાંકો કરી શકે? તમે બીલકુલ બે ફીકર રહો? હું આની લાસની વ્યવસ્થા હમણાંજ કરી નાંખું છું. તમારે બીલકુલ ગભરાવાનું કારણ નથી, ફકત એટલી વાત ખાસ ધ્યાનમાં રાખજો કે આ ખુનની હકીકત બહાર કોઇના પણ જાણવામાં આવે નહી અને જો બહારના કોઇ પણ માણસને આ ખુન સબંધી કંઇ પણ વાત કરશો તો યાદ રાખજો? કે આ તવંગર તમારી પણ આના જેવી દશા કરશે હવો? આ તમારી બક્ષીસ? એમ કહી રસિકે ખીસા-માંથી એક બુક કાઢી પાંચ હજાર રૂપીઆનો ચેક મહારાજના હાથમાં મૂકતાં કહ્યું જુઓ? નીચે મંદીરના બગીચાના કોઇ પણ ખુણામાં ઘણીજ ગુપ્ત રીતે રાત્રિના સમયે આ લાશ જમીનમાં દાટી દેજો બરાબર સાવચેતીથી આ કામ કરજો કે જેથી કોઇને પણ આપણાપર વહેમ ન આવે શું સમજ્યા?

સારૂ સાહેબ? આપના કહેવા પ્રમાણે રાત્રે બધી વ્યવસ્થા કરી નાંખીશું મહારાજે ચેકને ગજવામાં મૂકતાં રસિકલાલને કહ્યું.

ત્યાર પછી રસિક ચંપાને લઇ મોટરમાં બેસી પોતાના બંગલા તરફ રવાના થયો. અને બંગલે આવી ચંપાને એક ઓરડામાં પૂરી તેને પૂષ્કળ માર માર્યો ચંપાને પૂષ્કળ માર પડવાથી તે બેભાન બની ગઇ, અને આખો દિવસ બેભાન રિથતીમાં ઓરડામાં પડી રહી.

રાત્રિ પડી, જળ જંપી ગયું. અને આખુ જગત નિંદ્રાદેવીને આધીન બન્યું, મધ્યરાત્રિ પસાર થઇ ગઇ હોવા છતાં પણ રસિકલાલ પોતાના શયન ખંડમાં એક ખુરસીપર જાગતો બેસી રહ્યો હતો, તેના મગજમાં અનેક પ્રકારના અવનવા વિચારો ચાલ્યા કરતા હતા, પાસે પડેલા ટેબલ પર વિલાયતી દારૂની બાટલી અને એક કાચનો ગલાસ પડયો હતો. તેમાંથી દારૂ કાઢી રસિક એકાદ બે પ્યાલા ગટગટાવી ગયો. અને ત્યારબાદ ખીસ્સામાંથી સીગારેટ કાઢી ફુંકવા લાગ્યો. થોડીકવાર પછી તેને દારૂનો નીસો ચઢયો, અને તે સાથે તે એકદમ ભાન ભૂલી કામાતુર બન્યો, સરલાની સુંદર મનમોહક મૂર્તિ તેની દ્રષ્ટિ સમીપ તરવરવા લાગી, સરલાનું સૌંદર્ય તેના નેત્ર સમક્ષ ખડું થયું. રસિક વિષયાંધ બની, ભાન ભૂલી સરલાના શયનખંડ તરફ જવા લાગ્યો. ધીમે ધીમે પગલે દાદર ચઢી તે ત્રીજે માળ ગયો, અને સરલાના શયનખંડના બારણા નજીક આવી ઉભો રહ્યો. ધીમેથી બારણું હડસેલતાંજ તે એકદમ ઉગડી ગયું. રસિક ઘણોજ ખુશ થયો અને ધીમે ધીમે ડગલાં ભરતો તે સરલાના પલંગ નજીક આવી ઉભો રહ્યો. પલંગ પાસે પડેલા ટેબલ પર એક ઝાંખો લેમ્પ બળતો હતો તેને જરા સતેજ કરી રસિકે પલંગ તરફ દ્રષ્ટિ કરી તો સરલા પોતાના કદળી સ્થંભ જેવા બન્ને પગ લાંબા કરી નદી કિનારે જેમ વીફરેલી વાઘણ સૂની હોય તેમ ચત્તીપાટ સૂની હતી. તેનું ગૌર ગુલાબી મનોહર મુખ ચંદ્રની માફક ચમકી રહ્યું હતું. તેના યુવાવસ્થાના ખીલતા નાની નારંગી જેવા બન્ને સ્તન, ગુલાબી ગાલ, અને પરવાળાં જેવાં અમૃત ભર્યા અધરોષ્ટને જોતાંજ રસિક ભાન ભુલી દિવાનો બન્યો. તેની વિષયવાસના એકદમ ઉછળી આવી અને આ પાપી પિશાચ પોતાની પૂત્રી સમાન ભત્રીજીના સૌંદર્ય પર મુગ્ધ બની તેની સાથે સંભોગ

કરવા તત્પર બન્યા. અને નીચો નમી સરલાના મુખપર ચુંબન કરવા તેને પોતાનું મોં સુરલાના મુખ તરફ નીચે નમાવ્યું તે સાથેજ પાછળથી કોઇ વ્યક્તિએ તેને બોચીમાંથી પકડી જોરથી હડસેલી તેને જમીનપર પટકયો, અને એક ભગવાં વેશ વાળો સાધુ તેની છાતી પર ચઢી બેસી તેનું ગળું દબાવા લાગ્યો, રસિકનો જમીનપર પટકાયાનો અવાજ સાંભળી એકાએક સરલા નિંદ્રામાંથી બે બાકળી બની જાગી ઉઠી. તેણે બાજુ પર દ્રષ્ટિ કરી તો પોતાના કાકાની છાતી પર ચંદ્રકાન્તને સાધુ વેશમાં ચઢી બેઠેલો દીઠો તરતજ તેણે સાધુ વેશમાં પણ પોતાના પ્રિયતમને ઓળખ્યો, અને એકાએક બોલી ઉઠી કોણ મારા વહાલા ચંદ્ર?

હા સરલા હું ચંદ્ર?

આ બધું શું તોફાન છે?

સરલા આ પાપી તારૂં શિયળ લૂંટવા અહીં આવ્યો હતો.

કોણ? આ મારા કાકા?

હા? હા? એ તારો કાકોજ તારી લાજ લૂંટવા તત્પર બન્યો હતો? હવે આજ હું એ નરપિશાચને જીવતો નહીજ મૂકું, એમ કહી ચંદ્રકાન્તે રસિકનું ગળું જરાક જોરથી વધારે દબાવ્યું અને રસિકના ડોળા ખેંચાવા લાગ્યા, તેના મોતની ઘડીયો ગણવા લાગી, પણ સરલા વચમાં પડી ચંદ્રને વિનવવા લાગી.

વહાલા દયા કરો? પ્રભુ તેને જરૂર તેના પાપકર્મોની શિક્ષા આપશે, તમે તેને ન મારો?

સરલા? સરલા! આ પાપીએ આપણને સતાવવામાં શું બાકી રાખ્યું છે, માટે તું તેનો પક્ષ ખેંચે છે. તેના લીધે મારે આ ભુપા

વેશમાં જ્યાં જ્યાં ભટકવું પડે છે, નિર્દોષ હોવાં છતાં આખું જગત મને ખુની માને છે, તે ખુનનો ખોટો આરોપ ચઢાવનાર આ નીચ શયતાન છે! એમ કહી ચંદ્રે એક હાથે રસિકનુ ગળુ દાબી બીજા હાથે તેના મોંપર મૂકીઓ મારતાં પૂછવા માડયું. બોલ ? સાચું બોલ ? ઓ શયતાન શેઠીયા ? તારા ભાઇનું ખૂન કોને કર્યું છે ? રસિક મુંકીઓનો માર પડવા છતાં પણ મુંગોમુંગો બોલ્યા વગર પડી રહયો. આથી ચંદ્રકાન્તના ગુસ્સાનો કંઇ પાર રહયો નહી તરતજ તેણે ખીસામાંથી મોટું લાંબુ અણીદાર ચપ્પુ કાઢી તેની છાતી સામે તાકી કહયું. બોલ જલદી બોલ ? નહી તો આ ચપ્પુ આ ક્ષણેજ તારા પેટમાં ખોસી તારા આંતરડા બહાર ખેંચી કાઢીશ અણીદાર ધારવાળું ચકચકીત ચપ્પુ જોતાંજ તવંગર મીલ માલીકનું પોતીયું પલળી ગયું, તેના મોતીયા મરી ગયા, અને તેને ચંદ્રકાન્તને બે હાથ જોડયા ચંદ્રે તેના મોંપર મુકીઓ મારતા કહયું. બોલ ? સાલા શયતાન ? જલદી બોલ ! કે મણીલાલનું ખુન કોણે કર્યું ?

મ...મ...મેં કર્યું રસિકે ગભરાતાં ગભરાતાં કહયું.

ઠીક? તો બેટાજી ? એક કાગળ ઉપર લખી આપો કે મણીલાલનું ખુન મેં કર્યું છે, અને ચંદ્રકાન્ત તદ્દન નિર્દોષ છે જા સરલા તું કાગળ અને ખડીયો કલમ લાવ.

તરતજ સરલાએ ખડીયો, કલમ ને કાગળ લાવી હાજર કર્યો અને ચંદ્રે રસિકને લખવાની ફરજ પાડી રસિક પાછો ગલ્લાં તલ્લાં કરવા લાગ્યો કે ચંદ્રકાન્તે તેને ચૌદમા રત્નનો સ્વાદ ચખાડવા માંડયો એથી નિરૂપાયે રસિકે ચંદ્રના હાથનો પુષ્કળ માર ખાઇ તેના કહેવા પ્રમાણે લખી આપી નીચે પોતાની સહી કરી આપી, ત્યાર બાદ ચંદ્રકાન્તે સરલા પાસે એક મજબૂત દોરડું મંગાવી રસિકને એક

થાંભલા સાથે મજબૂત બાંધી તેના મોંમાં લુગડાનો ડુચો મારી તેને કહયું તારા જેવા નીચ તવંગરીને તો આ પ્રમાણેજ સીધો કરવો જોઇએ એમ કહી તે સરલાને સાથે લઇ ત્યાંથી એક દમ ચાલતો થયો, બન્ને પ્રેમીઓ અંધારી રાત્રિએ બંગલા બહાર નિર્વિઘ્ને નીકળી જઇ પસાર થઇ ગયાં પ્રિય વાંચક તવંગરે પૈસાના તોરમાં નિર્દોષપર ખોટું આળ મૂકયું. બબ્બે ખુન કર્યાં, પોતાની માતા તુલ્ય ભાભી સાથે વ્યભિચાર ખેલ્યો, અને પોતાની પૂત્રી સમાન ભત્રીજી સરલાપર પણ કુદ્રષ્ટિ કરી છતાં પણ તવંગર પૈસાના લીધે જગતમાં પ્રભુ તુલ્ય પૂજાય છે, દુરાચારી, દુર્વ્યસની, અને અકકલનો ઓથમીર, હોવાછતાં પણ સર્વ સદગુણી સંપન્ન મનાય છે, તે બધો પ્રભાવ ફકત પૈસાનોજ છે, અને એ પૈસાથી તવંગર આખા જગતને જીતી શકે છે, એટલે કે પૈસો એ તવંગરની એક તો પછે અને એ પૈસાની તોપો ઉડાવી તવંગર પૈસાથી મન ધર્યાં નકરવાના સારાં અગર નરસાં કામ કરી શકે છે. માટે પૈસો આખા જગતને જીતવાની તવંગરની એક જબરી તોપ છે.

## પ્રકરણ ૧૧ મુ.

## પ્રેમીઓનો પ્રવાસ

જીવન ધનનનથી પરવા નથી કંઈ જગતની પરવા,
અમ પ્રેમી દિવાનાઓ ન કરતા પ્રાણુની પરવા;
અમીરીકે ગરીબીની અમોને કંઈ નથી પરવા,
અમોને પ્રેમ પ્યારે છે અમોને પ્રેમીની પરવા.

એકાએક ચંદ્ર બંગલામાં કેવી રીતે આવ્યો તે વાંચી વાંચક આશ્ચર્ય પામશે પણ જે દિવસે સરલાને ચંદ્રકાન્તનો પત્ર મળ્યો તેજ દિવસે સાંજના સમયે સરલા પોતાના પ્રિયતમને મળવા મોટરમાં બેસી

વિક્ટોરીયા ગ્રાર્ડનમાં ગઇ, બગીચામાં પેસતાંજ બાગના દરવાજે પોતાના હૃદયેશ્વરને ભમવા વેશમાં રાખ રગદોળી બેઠેલો તેણે દીઠો, સાધુના વેશમાં પણ સરલાએ ચંદ્રકાન્તને ઓળખ્યો અને ચંદ્રકાન્તે સરલાને ઓળખી બન્નેની પરસ્પર એકત્ર નજર થતાંજ બન્નેની આંખમાંથી અશ્રુ વહેવાં માંડયાં. સરલાનુ હૃદય એકાએક ભરાઇ આવ્યું, પોતાની ખાતર પોતાનો પ્રેમી ઘરબાર વગરનો ભટકતો ભિખારી બની જગત દ્રષ્ટિએ ખુની ઠરી અનેક સાહસો વેઠીને પોતાના પ્રાણુની પણ પરવા કર્યા વગર મારા નામની માળા જપતો છેવટે ખાખ ચોળી બાવો બન્યો? તેવા શુદ્ધ પવિત્ર પ્રેમીને પ્રાણાંતે પણ શીરીતે ભુલી શકાય? એવા પ્રકારના અવનવા વિચારો કરતી સરલા સાધુ વેશ ધારી ચંદ્રકાન્તને બે હાથ જોડી મસ્તક નીચુ નમાવી પગે લાગી. ચંદ્રે તેને આશીર્વાદ આપ્યો અને સરલાએ ઘણીજ છુપી રીતે લખેલો પત્ર ચંદ્રકાન્તને આપ્યો અને ત્યાં ઝાઝી કંઇ પણ વાતચીત કરી શકાય તેમ ન હોવાથી સરલા ચંદ્રની રજા માગી પોતાના બંગલે આવી.

ચંદ્રકાન્તે સરલાનો પત્ર ઘણીજ છુપી રીતે વાંચી જોયો તે પત્ર નીચે મુજબ લખ્યો હતો.

પ્રાણાધાર પ્રિયતમની પવિત્ર સેવામાં.

વહાલા પ્રભુ—આપનો પત્ર દીનદાસીને મળ્યો, વાંચી ઘણોજ આનંદ થયો. ઘણા દિવસે અને ઘણા વખતે આપને સજીવન સાંભળી મારા હર્ષનો અવધી નથી રહ્યો. આપ ખરેખર નિર્દોષ છો? ભલે આખું જગત આપને ગમે તેવી દ્રષ્ટિએ નિહાળે પરંતુ હું આપને મારા તન, મનના માલીક માનું છું. મારૂં હૃદય મેં આપને અર્પણ કર્યું છે તે કદાપીકાળે પ્રાણાંતે પણ અન્યને નહીંજ અર્પી શકાય, હવે તો આપજ મારા હૈયાનાહાર, સૌભાગ્યના શણગાર, પ્રાણનાપ્યારા, આંખોના

તારા અને જીગરના પ્યારા, મારા તન મનના, માલીક, અને માથાના મુગટ આપજ છો ? આ દાસી નીરંતર આપનુંજ ધ્યાન, આરાધન, પૂજન, અને કીર્તન પણ આપનુંજ કરે છે, અને રાત દિવસ હૃદયમાં આપનીજ માળા જપે છે. વ્હાલા વધારે શું લખુ !

માળા જપુંછુ હૃદયમાં દિનરાત તારા નામની,
ભક્તિ કરૂંછું ભાવથી હું એક સુંદીર શ્યામની;
અરપ્યું હૃદય મેં આપને તે અન્યને મળશે નહી,
એક વાર ફુળેલી કેળતે પાછી કદી ફળશે નહી.

વહાલા! આપ મને ભુલી જવા કહો છો, તો શું હું આપને ભૂલું ! મારા જીવનભરમાં પણ હું નહીજ ભુલી શકું, આપ ગરીબછો ! પૈસા વગરના છો ! તેથી શું થયું ! શું હું પૈસાની ખાતર મારો પ્રેમ વેચું ! ના ! ના ! પઈસા ખાતર પ્રેમ કરવો તે પ્રેમતો નીચ કુલટાઓનો હોયછે ? અરે વેશ્યાએનો હોયછે ! તો શું હું પઇસાની ભુખીછું ! બળ્યો પઇસો ! અને બળ્યો એ પઇસા પ્રેમ !શુદ્ધ દિવ્ય પ્રેમમાં પઇસાની જરૂર નથી, પૈસાથી કંઇ સાચો પ્રેમ મેળવી શકાતો નથી, આપ જાણો છો? કે ફરહાદ એક રસ્તાનો રઝળતો ભિખારી હતો અને શીરી એક રાજાની કુંવરી હતી તે છતાં પણ જીંદગી પર્યંત શીરી ફરહાદમેન ભુલીતે ન ભુલી અને તે બન્ને સાચા રહ્યનાં શુદ્ધ પ્રેમીઓ પ્રેમની ખાતર અનેક કષ્ટો સહન કરી એકજ કબરમાં દાટયાં, તેનું નામતે પ્રેમ! સાચાં પ્રેમીઓ તો પૈસાને ઠોકરપર મારે છે ! આપ ગરીબ છો, તો હું પણ આપની સાથે ગરીબાઇમાં રહી ગરીબ ઘર નિભાવીશ. પરંતુ આપને તો નહીજ ભૂલું !

મરીબ ઘરૂને મરીબાઇ ભએ તે તે નીભાવીશું;
વખતએ આવશે આડા થશુ ખાઇને બતાવીશું;
ગરીબી જ્યાં વહે નંદા પ્રભુના ત્યાં ખરાબંદા,
વરે ત્યાં કીર્તી આનંદા વહે ત્યાં સ્વર્ગની ગંગા.

માટે હું આપના ચરણકમળમાં રહી આપની તન, મનથી, સેવા કરી મારૂં જીવન આપને અર્પણ કરીશ તો આપ આ રંક દાસીનો જરૂર સ્વીકાર કરશો એવી આશા છે. જો આપ મને નહી સ્વીકારો તો હું આપનુ નામ જપતી આપઘાત કરી મારા શરીરનો અંત આણીશ તો આશા છે કે આપ મને નિરાશ નહીજ કરો? એજ વિનંતી જો આપની ઇચ્છા હોય તો આપણે બન્ને જણ અહીંથી મુંબઇ જઇ આપણુ લગ્ન કરી સદાને માટે સુખી થઇએ પછી આપની જેવી ઇચ્છા? હું આપને દરરોજ મળી આપના દર્શન કરી પવિત્ર થઇશ, અહીં મારા કાકા અને બંધુ અત્યંત દુષ્ટ બની ભયં-કર કુકર્મો કરી રહ્યાં છે, ઉપરથી સુંદર લાગતા ભવ્ય બંગલામાં પિશાચલીલા ચાલી રહી છે તો મને આ પિશાચખાનેથી છોડાવા આપના પવિત્ર ચરણમાં સ્થાન આપવા કૃપા કરશો એજ મારી આપને નમ્ર વિનંતી છે.

લી. આપની ચરણ કમળની કીંકરી
સરલા.

ઉપર પ્રમાણેનો સરલાનો પત્ર વાંચી ચંદ્રકાન્ત અત્યંત હર્ષ પામ્યો, અને ગમે તે પ્રકારે પણ સરલાને તે નરક વાસમાંથી છોડાવવાનો પોતાના મનમાં નિશ્ચય કરી તેજ રાત્રે ચંદ્રકાન્ત સરલાને મળવા જીવના જોખમે ફરીથી રસિકલાલના બંગલામાં દાખલ થયો. અને જે સમયે રસિક સરલાનું શિયળ લુંટવાની તૈયારી કરતો હતો તેજ વખતે પાછી આંખીના

સમયે ચંદ્રકાન્તે આવી સરલાને બચાવી રસિકલાલને તેના કુકર્મની શિક્ષા આપી તેની પાસે ખુન કોણે કર્યું અને કેવી રીતે કર્યું તે બધું લખાવી લઇ તેની સહી કરાવી પાપીને થાંભલા સાથે દોરડાથી મજબુત બાંધી તે સરલાને લઇ ઝપાટાબંધ બંગલા બહાર નીકળી અંધકારમાં અદ્રશ્ય થઇ ગયો, અને પોતાના મિત્ર સુર્યકાન્તને આવીને મળ્યો સુર્યકાન્તે ચંદ્ર અને સરલાને ઘણીજ ગુપ્ત રીતે પોતના મકાનમાં રાખ્યાં બેત્રણ દિવસ સુર્યકાન્તને ત્યાં રહયા બાદ ચંદ્રે ત્યાંથી મુંબઇ જવાનો વિચાર પોતાના મિત્રને જણાવી તેની પાસે બજારમાંથી જોઇતું સાહીત્ય મંગાવી ચંદ્રકાન્તે પોતાનો વેશ બદલી એક જેન્ટલમેન યુરોપીયનના જેવો પોષાક ધારણ કર્યો માથપર હેટ લગાવી કોટ, પાટલુન, કોલર ટાઇ ચઢાવી ફ્રેંચકટની મૂછો કપાવી તે ઈંગ્લીશ પોષાકમાં સજ બન્યો અને સરલાને એક જરીનો કીમતી મૂલ્યવાન ફેંટો પહેરાવી લાંબો જામો તથા સુરવાળ પહેરાવી કોઇ રાજવંશી તરૂણ યુવકના રૂપમાં ફેરવી નાંખી, પુરૂષ વેશમાં પણ સરલા અત્યંત સુંદર લાગવા માંડી, આ પ્રમાણે બન્ને જણે વેશ પલટો કરી રાતના નવ વાગ્યાના ગુજરાત મેલમાં મુંબઇ તરફ પ્રયાણ શરૂ કર્યું અને તે બન્ને જણ સહીસલામત મુંબઇ પહોંચી ગયાં, અને મુંબઇ પહોંચ્યા બાદ ચંદ્રકાન્તે ગુલાલવાડીમાં આવેલા એક સારા માળાની રૂમ ભાડે સરલાની સાથે શાસ્ત્રવિધી અનુસાર લગ્ન કરી તે બન્ને પ્રેમીઓ પોતાના જીવનના આમુલ્ય દિવસો આનંદમાં નિર્ગમન કરવા લાગ્યાં ચંદ્રકાન્ત શરાફ બજારમાં એક કરોડપતિ શરાફની પેઢી પર મુનીમ તરીકે માસિક બસોના પગારથી નોકરી કરવા લાગ્યો. અને આ બન્ને પ્રેમાળ દંપતિ અલબેલી મુંબઇનગરીમાં આનંદથી રહેવા લાગ્યાં.

---

# પ્રકરણ ૧૨ મું.

## તવંગરનો તમાસો.

કરે છે કર્મ જે રૂડાં સદા ત્યાં સુખના વાસા,
કરે છે કર્મ જે બુરાં સદા ત્યાં દુખના વાસા;
વાવીને વૃક્ષ બાવળનું વૃથા છે આમ્રની આશા,
અશુભ કર્મેથકી હરગીઝ વૃથા છે સુખની આશા.

પ્રિય વાંચક. હવે આપણે પેલા તવંગરની જરાક ખબર લઇએ ચંદ્રકાન્તના હાથની મૂક્કીઓનો માર ખાઇ અધમુઓ થઇ ગએલો રસિકલાલ જ્યારે સવારે નવ વાગે. નોકર ઓરડામાં ઝાડુ કાઢવા આવ્યો ત્યારે છૂટી શક્યો, નોકરે દોરડુ છોડી તેના મોંઢામાં મારેલો ડુચો બહાર કાઢી તેની ખબર પૂછવા માંડી કે શેઠ સાહેબ આશું? આપની આવી દશા કોને કરી? સરલા બેન કયાં ગયા? રસિકલાલ કંઇ પણ ઉત્તર ન આપતાં મુંગો રહયો અને નોકરને ઝાડુ વાળું સંભળાવી વિદાય કર્યો. અને આ પીધા પછી અનેક પ્રકારના વિચારવમળમાં ગોથાં ખાતો રસિકલાલ અત્યંત ગભરાટમાં પડયો કે હાય? હવે મારી શી દશા થશે? ચંદ્રકાન્ત જીવતો છે અને મેં મારા ભાઇનું ખૂન કર્યું છે તેવું મેં મારી જાતે તેને લખી આપ્યું છે. હવે નક્કી તે મારી ચિઠ્ઠી પોલીસને બતાવશે હું ખુની ઠરીશ, જનસમાજ મને ધિક્કારશે, મારાં દરેક પાપકર્મો પ્રકાશમાં આવશે પછી મારી કેવી ભયંકર દશા થશે? સુંદરલાલનું પણ મેંજ ખુન કર્યું છે, અને પોલીસ તે બાબત તપાસ ચલાવી રહી છે તે ખુન પણ જો સાબીત થાય તો પછી મારી કેવી ભયંકર દુંદશા? ચંપા પણ હવે બદલાઇ ગઇછે તે જો મારી વિરૂદ્ધ બોલશે તો નક્કી હું માર્યો જઇશ હાય? હવે શો

ઉપાય? લાવ હું ચંપાને જઇ મનાઉં અને તેને મારા પક્ષમાં લઉં પછી કંઇ હરકત નહી આવી શકે એમ કહી રસિક જે ઓરડામાં ચંપાને પૂરી હતી ત્યાં આવ્યો તો ઓરડાનાં બારણાં ઉઘાડાં દીઠાં ક્યાંય બહાર ગઇ હશે એમ ધારી તેણે નોકર ચાકરને પૂછી જોયું પણ તેમને કંઇ સંતોષકારક જવાબ આપ્યો નહી આથી રસિકલાલ વધારે ગભરાયો અને પોતાના દિવાનખાનામાં અનેક પ્રકારના વિચાર કરતો ઉદાસ વદને બેઠો.

થોડીક વાર પછી તે દિવાનખાનામાં બે યુરોપીયન પોલીસ અમલદારો અને ઇન્સપેકટર નંદલાલ એકાએક પ્રવેશ કર્યો, રસિકલાલ એકાએક પોલીસના માણસો જોતાંજ આભો બની ગયો, અને ગભરાતો બોલ્યો કેમ સાહેબ શું કામ છે?

મીક રસિકલાલ? તમારા ઉપર સુંદરલાલના ખૂનનો અરોપ હોવાથી અમે તમને પકડવા સારૂ આવ્યા છીએ માટે સીધી રીતે અમારી સાથે ચાલો! એક પોલીસ અધીકારીએ કહ્યું.

શું ખુન! સુંદરલાલનું ખુન! શું મેં કર્યું છે એવું કોણ કહેછે રસિકે એકદમ ગભરાઇ જઇને કહ્યું.

કોણ કહેછે? તે તમારી ભાભી ચંપા કહેછે? પોલીસ અમલદારે કહ્યું

ચંપા શું મને ખુની કહે છે? તે તદન જુઠી છે!

હવે શેઠ? તમારી બધી સફાઇ જવા દો મહાત્મા મદનમોહન લાલના મંદિરમાં ચંપુ મારી ખુન કરવા છતાં તમે હજુ પોલીસ સાથે

ઢગલબાજી રમો છો કેમ? ચાલો સીધી રીતે અમારી આગળ થાઓ! તમારા મોટાભાઇનું ખુન પણ તમેજ કર્યું છે! બસ થઇ ચૂક્યું! રસિકલાલનું પોતીયું ઢીલું થઇ ગયું અને તે મુંગે મોઢે પોલીસ અમલદાર સાથે પોલીસ ચોકીપર આવ્યો, તો ત્યાં આગળ મહાત્મા મદનમોહનલાલજી, ચંપા, અને બીજા મંદિરના બેચાર મનુષ્યો તેની નજરે પડયાં પોલીસ અધિકારીએ દરેની જુબાની લીધી મહાત્મા મદનમોહનલાલે બધી સાચે સાચી હકીકત જણાવી દીધી અને ચંપાએ પણ ખરી હકીકત જાહેર કરી સુંદરલાલનું શબ જમીનમાંથી કઢાવી ડાકટરને પૂરતી તપાસ કરી અને રસિકના પર ખુનનો આરોપ સાક્ષી પૂરાવા સાથે સાબીત થઇ ચૂક્યો.

રસિક મહામહેનતે અત્યંત કાલાવાલા કરી જામીન ઉપર છૂટયો, રસિક અને ચંપા પોતાના જામીન આપી છૂટયાં, મહાત્મા મદનમોહનલાલજીને બંદીવાન બનાવી જેલમાં રાખ્યો તથા તેનું મંદીર જપ્ત કરવામાં આવ્યું. અને આ ખુનનો કેસ બીજે દિવસે કોર્ટમાં ચાલવાનું નક્કી થઇ ચુક્યું.

રસિક અને ચંપા બન્ને જણ જામીન આપી પોતાના બંગલે આવ્યાં રસિકે ચંપાને કહેવા માંડયું ધિક્કારછે ? છેવટે રાંડનીજાત કોઇની થઇ નથી અને થવાની પણ નથી, તે બરાબર આજે મને સમજાયું, ચંપા! ચંપા! ઓ દુષ્ટ ચંપા! છેવટે તુંજ આવી બેવફા અને વિશ્વાસઘાતી નીવડી ધિક્કાર છે તને! તેં આપણી ખાનદાનીપર પાણી ફેરવ્યું, અને આપણું નાક હાથે કરીને તેંજ કપાવ્યું ધિક્કાર છે ? નીચ કુલટા! તેંજ આ બધી વાત બહાર પાડી હાથે કરી મોત માગ્યું.

ચૂપ થા! ઓ ખાનદાનના [illegible]જન! તારો લવારો હું બીલકુલ સાંભળવા માગતી નથી, શું ખાનદાન છે! ઓ દુષ્ટ [illegible]! તારા જેવો

ખાનદાન ખુની આ જગતમાં ઝાઝીવાર જીવે તે જગતને નુકશાન કર્તા છે. પાપી પિશાચ ! મારા પૂજયપતિનું ખુન કરી તેં મને તારી પ્રપંચ જાળમાં ફસાવી મારૂં શિયળ લુંટયું, મને વ્યભિચારી બનાવી મારૂં જીવન કલંકિત બનાવી, તેં મને તરછોડી બીજી અનેક બાળાઓના શિયળનો સંહાર કરવા માંડયો, ન કરવાનાં અનેક ભયંકર નીચ ધંધા તેં કર્યા, અને છેવટે સુંદરલાલનુ ખુન કર્યું, હવે તારા પાપનો ઘડો પુરેપુરો ભરાઇ ગયો હોવાથી મેં જાતેજ પોલીસ ચોકી પર જઇ તારા પાપકર્મની કથા જાહેર કરીછે, અને તારી સાથે હું પણ દોષિત ઠરીછું એટલે હવે આપણે બન્ને જણે સાથે રહી કરેલા પાપકર્મોના ફળનો સ્વાદ ચાખીશું.

ચંપા? ચંપા? તુ જાણે છે કે આવતી કાલે કોર્ટમાં કેસ ચાલશે મારાપર બબ્બે ખુન કર્યાનો આરોપ સાબીત થશે, ન્યાયાધીશ આપણુ બે જણને ભયંકર શિક્ષા ફરમાવશે, આખું જગત આપણને નિંદશે, આપણી ખાનદાનીપર પાણી ફરી વળશે, અને એક તવંગર મીલ માલીકના ભયંકર નીચ કૃત્યોપર આખું જગત ફીટકાર વરસાવશે, આપણે જગ બત્રીસીએ ચઢીશું લોકોની નિંદાને પાત્ર થઇશું અને અપમાન અને ફીટકાર પામી કૂતરાના મોતે મરશું તે કરતાં તો આપણે બન્ને જણે હાથે કરી આપણા સ્વહતેજ આપણા પાપી જીવનનો અંત આણવો તે વધારે સારૂં છે? હવે આપણા માટે બીજો કોઇપણ માર્ગ રહ્યો નથી બોલ? તારો શું વિચાર છે?

બસ ! એજ વિચાર !

તો લે આ ઝેર એવું કાતીલ છે કે કંઠમાં જતાંની સાથેજ આપણા જીવનનો અંત આવી જશે એમ કહી રસિક ચંપાને એક ઝેરની પ્યાલી તેના હાથમાં આપી અને એક પ્યાલી તેને લીધી બન્ને જણ એકી સાથે ઝેરની પ્યાલી પી નિર્જીવ બની ધરણીપર ઢળી

પડ્યાં, પાપીઓને પાપકર્મનો બદલો મળી ચૂક્યો, અને છેવટે આપઘાત કરી એ બન્ને પાપના પૂતળાં મરણ પામ્યા.

બીજે દિવસે બન્નેનાં આપઘાતની ખબર આખા અમદાવાદમાં ફેલાઇ ગઇ, સુર્યકાન્તે ચંદ્રકાન્તને તારાથી આ બાબતની મુંબઇ ખબરે આપી અને ચંદ્રકાન્ત અને સરલા બન્ને જણુ અમદાવાદ આવ્યાં ચંદ્રકાન્તે રસિકના હાથનો લખેલો પત્ર કોર્ટ સમક્ષ રજુ કર્યો ચંદ્ર નિર્દોષ ઠર્યો, કોર્ટે તેને ધન્યાવાદ આપી છૂટો કર્યો. સરલા અને ચંદ્ર તેજ બંગલામાં આનંદથી રહેવા લાગ્યાં, ચંદ્રકાન્ત મીલ માલીક બન્યો, અને મી. ચટપટીયા તથા ખટપટીયાને રજા આપી તેમની જગોએ સારા લાયક માણસોને તે જગા આપી પોતે સરલા સાથે પોતાના દિવસો આનંદમાં નિર્ગમન કરવા લાગ્યો, આખરે સાચાં પ્રેમીઓ અનેક સંકટો સહન કરી પરસ્પર ભેટ્યાં, મળ્યાં, અને પ્રેમાનંદમાં લીન બન્યાં. ધન્ય છે ! એવા સાચા હૃદયના શુદ્ધ પ્રેમને !



## સ્વદેશી માલને ઉત્તેજન આપો

૧૯૩૦ ના નવસારી પ્રદરશનમાં સોનાનો ચાંદ મેળવનાર મીણબતીઓ અમારા કારખાનામાં સુરજ છાપ તથા હરણ છાપની મીણબતીઓ બનાવવામાં આવે છે. માટે આપ દેસી બન્ધુઓ માલ ખરીદ કરી આભારી કરશો. બનાવનાર,

**ધી વેસ્ટન ઇન્ડીઆ ઓઇલ પરોડુકટ કું. લી. બાલીમોરા**

બહાર ગામ સેલીંગ એજન્ટો જોઇએ છીએ લખો.

ગુજરાત એન્ડ કાઠીઆવાડ સોલ એજન્ટસ

**ખોજા અલીમહમદ રામજીભાઇ એન્ડ બ્રધર્સ**

ઠે. કાલુપુર બહાર કપાસીઆ બજાર ભગુભાઇ કેશવલાલના ડહેલામાં અમદાવાદ નં. ૨.

---

## સ્વદેશી માલને ઉત્તેજન આપો.

## ધી ઓલ ઇન્ડીઆ ટી સપલાઇ કું.

રજીસ્ટર નં. ૪૪૯૨



રજીસ્ટર ડીઝાઇન.

અમારી કું. માં સુંદરી છાપ પાઇસ પેકેટ તથા દરેક નાની મોટી સાઇઝના પેકેટ પેક કરવામાં આવે છે માટે આપ એક વખત ખરીદ કરી આભારી કરશો એવી આશા છે

વધુ વીગત માટે લખો વેપારીઓને સારૂ કમીશન આપવામાં આવે છે.

ઠે. કાલુપુર બહાર કપાસીયા બજાર ભગુભાઇ કેશવલાલના ડહેલામાં અમદાવાદ નં. ૨.

# વીસમી સદીની

## નવીન શોધ

### સંગ્રહણી (ગળતી) માટે અમૃતમય ઉપાય

પ્રતિષ્ઠિત અને વિદ્વાન વૈદ્ય ડાકટરોની દવા ખાઇ કંટાળેલા, સંગ્રહણી (ગળતી) મુંબઈના ઝાડા, અતિસાર અને આંતરડાના ક્ષયથી પીડાતા નિરાશાજનક દર્દીને આશિર્વાદરૂપ થઈ પડેલી બેતાલીસ વરસના અનુભવની રામબાણ દવા માટે રૂબરૂ મલો યા સવાલપત્રક મંગાવો

અમારૂ બાલાનંદ બચ્ચાંઓને રૂષ્ઠપુષ્ટ આનંદી અને સુંદર બનાવે છે. કીંમત રૂ. ૦-૧૨-૦ પોસ્ટેજ જુદુ.

તા. ક. તથા દરેક રોગની રામબાણ દવાઓની સલાહ અમારે ત્યાંથી મળશે.

પત્ર વ્યવહાર નીચેના સરનામે કરવો.—

**માણુસાવાળા માસ્તર કે. જે. પટેલ એન્ડ સન્સ**

સ્મુ સ્પેસ્રીઆલીસ્ટ

કાલુપુર ડાંડીગરાની પોળ, તંબુરાગરાની ખડકીમાં

ઘર નં. ૩૫૬—અમદાવાદ.

વાંચો ! તાકીદ મંગાવો થોડી નકલો શીલીકમાં રહી છે
માટે તાકીદ મંગાવો.

**વીર, શૃંગાર, કરૂણ, અને ભેદભરમોથી ભરપુર**
**અત્યંત રસમય નવીન પુસ્તક.**

# વીરબાળા અને
# બુરખાવાળી બલા.



જો તમે ન વાંચી હોય તો આજેજ મંગાવીને વાંચો, આ નવીન નવલકથામાં કુંદનપુરના સેનાપતિ કાળસિંહના ક્રૂર કુકર્મો વાંચી તમારાં રોમાંચ ઉભાં થઇ જશે ભેદી બુરખામાં છુપાએલી એક બુરખાવાળી બલાની પ્રપંચ-બાજી તથા ભેદી ભોંયરાના ભેદ ભરમો વાંચી તમો જરૂર આશ્ચર્ય ચકિત થઇ જશો, વળી પતિ, પત્નિનો સાચા હૃદયનો શુદ્ધ દિવ્ય પ્રેમ, સતીના શિયળની કસોટી, નરપિશાચોની ભયંકર પ્રપંચબાજી લક્ષ્મી અને રાજસત્તા મેળવવા માટે કાળસિંહનાં કાવત્રાં, અને અનેક અવનવા ભેદભરમોથી ભરપુર તદ્દન નવુંજ પુસ્તક હોવા છતાં કિંમત ફક્ત આઠ

લખો:- કેશવલાલ મગનલાલ દુંવવાળા.
કાલુપુર રોડ અમદાવાદ.

ફક્ત થોડી નકલો સીલકમાં રહી છે માટે તાકીદે મંગાવો
નહિ તો પસ્તાશો.

એકે અવાજે વખણાયેલું પુસ્તક

# દુઃખી દંપતીયાને વિશુદ્ધ પ્રેમનો વિજય



આ પુસ્તકમાં પતિવ્રતા સ્ત્રીને અનેક કષ્ટો પડવા છતાં પોતાનુ સતીત્વ કેવી રીતે સાચવી શકે છે તેમજ સજ્જન પુરૂષ અપુર્વ પત્નીવ્રત દાખવીને દરિદ્રતા પસાર કરી સત્ય અને નીતિથી સુખની સીમાએ પહોંચતાં આખરે દેશ સેવામાં કેવી રીતે જોડાય છે વગેરેનુ રસપુર્ણ વર્ણન કરી કન્યાવીક્રય, વૃદ્ધલગ્ન, સટ્ટો, વિષયાંધતાથી કેવાં કેવાં ભયંકર પરિણામો આવે છે તેનો આબેહુબ ચિતાર આલેખવામાં આવ્યો છે; માટે આ પુસ્તક અવશ્ય ખરીદવા યોગ્ય છે આ પુસ્તક વાંચવા લીધા પછી નીચે મુકવું ગમતું નથી; માટે તાકીદે મગાવો. આ પુસ્તક સ્ત્રીપુરૂષો તેમજ બાળકોને વાંચવા લાયકછે માટે તાકીદે મંગાવો. તેની કીંમત ફક્ત દોઢ રૂપીઓ ટપાલ ખર્ચ ચાર આના જુદું.

મળવાનું ઠેકાણું—

કેશવલાલ મગનલાલ દુધવાળા. કાલુપુર રોડ—અમદાવાદ.

## એકે અવાજે વખણાયેલા વાર્તાના પુસ્તકો.

### કેશવલાલ મગનલાલ દુધવાળાના પુસ્તકાલયમાં પોતાના છપાવી પ્રસિદ્ધ કરેલામાંથી થોડા પુસ્તકોનું

## સુચીપત્ર.

| | |
|---|---|
| દુઃખી દંપતી યાને વીશુદ્ધ પ્રેમનો વીજય | ૧—૮—૦ |
| મધુકાન્તા યાને મેવાડની સીંહણ... ... ... | ૦—૧૨—૦ |
| સમીયાણાનો બહાદુર કલોજી... ... ... ... | ૦—૧૨—૦ |
| વીર વિજયસીંહ અને વીજયા કુમારી... ... | ૦—૮—૦ |
| નટવર યાને ઝેરનો પ્યાલો... ... ... ... ... | ૦—૮—૦ |
| ઈશ્કે અંજામ યાને મોતનો પેગામ ભા. ૧ લો. | ૦—૮—૦ |
| ઈશ્કે અંજામ યાને મોતનો પેગામ ભા. રજો (પુરો) | ૦—૮—૦ |
| પવિત્ર પદ્મણી યાને સતિનો વિજય... ... ... | ૦—૮—૦ |
| પવિત્ર લલિતા અને તરૂણ યોગી ... ... ... | ૦—૮—૦ |
| પુર્ણચંદ્ર અને લલીતા ... ... ... ... ... | ૦—૮—૦ |
| તવંગરની તોપ યાને ખાનદાન ખૂની ... ... | ૦—૮—૦ |
| મનહર-મેના ... ... ... ... ... ... ... ... | ૦—૮—૦ |
| સુંદર-મણી ... ... ... ... ... ... ... ... | ૦—૮—૦ |
| રસીક-મેના ( બંને ભાગ ભેગા પુરા ) ... ... | ૦—૮—૦ |
| વિરબાળા અને બુરખાવાળા બલા... ... ... | ૦—૮—૦ |
| નિર્દોષ ખૂની... ... ... ... ... ... ... ... | ૦—૮—૦ |

ઉપરના પુસ્તકો તથા બીજા ઘણી જાતના પુસ્તકો હમારે ત્યાંથી રોકડી કીંમતે અગર વી. પી. થી મળશે માટે એકવાર મંગાવી ખાત્રી કરો. દરેક પુસ્તકનું ટપાલ ખર્ચ જુદુ સમજવું.

મળવાનું ઠેકાણું, **કેશવલાલ મગનલાલ દુધવાળા.**

કાલુપુર રોડ—અમદાવાદ.

પ્રેમ, શૃંગાર, હાસ્ય અને કરૂણા રસથી ભરપુર !

જનસમાજને લોકપ્રિય થઈ પડેલુ પુસ્તક.

# ઈશ્કે અંજામ

યાને

# મોતનો પેગામ.

ભાગ ૧ લો. મુલ્ય ફક્ત આઠ આના ટપાલ ખર્ચ જુ

ભાગ ૨ જો પુરો મુલ્ય ફક્ત આઠ આના ટપાલ ખર્ચ જુ.

જેમાં—હોળી, ધુળેટી જેવા તહેવારોમાં નિર્દોષ ગમ્મતથી પેસતો સમાજમાં સડો, વિદ્યાર્થી જીવનમાં જોઇએ તેવો મા, બાપનો, અંકુશ નહિ હોવાના પરિણામે તેઓની થતી દુર્દશા, પઇસાદાર કુટુંબની છોકરીઓને ગરીબ સાસરામાં સમાશ કરતાં, નડતી વિટમ્બણાઓ ! વિધુર સાસરો અને નાદાન વરની વચ્ચે પાનુ પાડેલી પ્રેમદાની કર્મ કથા ! પુત્ર લાલશાની તૃપ્તિના અર્થે પ્રભુને તજી પરનર સાથે તકદિર અજમાવતી અબળાઓની અધમ દશા ! વિગેરે ચાલુ જમાનાના વિષયોથી ભરપુર આ પુસ્તક છે. માટે તાકીદે મંગાવો.

બન્ને ભાગ ભેગા મંગાવનારને ટપાલ ખર્ચ માફ.

મલવાનું ઠેકાણું—કેશવલાલ મગનલાલ દુધવાળા.

કાલુપુર રોડ—અમદાવાદ.